# વલસાડના
## ચાર નકશબંદી ઔલિયા
### ગ્રંથ : ૧૪

(૧) હઝરત ફકીરભાઈ ઈસ્માઈલ મનિયાર રહમતુલ્લાહિ અલયહિ
(૨) હઝરત મૌલાના રઝા હુસૈન દહેલવી બાદમાં વલસાડી (રહ.)
(૩) હઝરત હાફિઝ કારી મુહમ્મદ ઈદ્રીસ લખનવી બાદમાં વલસાડી રહમતુલ્લાહિ અલયહિ
(૪) હઝરત સય્યિદ મૌલાના નૂરજમાલ પેશાવરી બાદમાં વલસાડી રહમતુલ્લાહિ અલયહિ


લેખક
અબ્દુલકાદિર ફાતીવાલા

# વલસાડના ચાર નકશબંદી ઔલિયા

(૧) હઝરત ફકીરભાઈ ઈસ્માઈલ મનિયાર રહમતુલ્લાહિ અલયહિ
(૨) હઝરત મૌલાના રઝા હુસૈન દહેલવી બાદમાં વલસાડી (રહ.)
(૩) હઝરત હાફિઝ કારી મુહમ્મદ ઈદ્રીસ લખનવી બાદમાં વલસાડી રહમતુલ્લાહિ અલયહિ
(૪) હઝરત સય્યિદ મૌલાના નૂરજમાલ પેશાવરી બાદમાં વલસાડી રહમતુલ્લાહિ અલયહિ

**લેખક**

**અબ્દુલકાદિર ફાતીવાલા**

**કંપોઝીંગ**

મવલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહી, વલસાડ

**પ્રકાશન વર્ષ**

ઝીલકઅદ ૧૪૪૧, જુલાઈ ૨૦૨૦

**છાપકામ અને વેચાણ વ્યવસ્થા**

**મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી**
**'હિદાયત આર્ટ', સગરામપૂરા, તલાવડી,**
**સૂરત, મોબાઈલ નંબર :** 099740 34310

# લેખકનું નિવેદન

## બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

### નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

વલસાડમાં ઘણાં મશહૂર અને મહાન બુઝુર્ગો થઈગયા પરંતુ કોઈના વિષે કોઈ પણ કિતાબ મારા વાંચવામાં, જોવામાં કે જાણવામાં આવી નથી ! મારી પોતાની દિલી તમન્ના છે કે હું વલસાડના બુઝુર્ગોના જીવનચરિત્રો લખું પરંતુ કોઈ આધારભૂત માહિતી મળતી ન હોવાથી લખી શકતો નથી. એ વિષે જેમના પાસે જે કંઈ માહિતી હોય તે મને જણાવશે તો હું ખૂબ જ આભારી થઈશ.

વલસાડના બુઝુર્ગો વિષે આ સૌથી પ્રથમ કિતાબ વાચકોની ખિદમતમાં રજૂ કરવાની આ સઆદત અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી અને પોતાના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના અને મહબૂબ બંદાઓના સદકહમાં આ નાચીઝને આપવા બદલ તેનો બેહદ શુક્ર અને અહેસાન છે. અલ્લાહ તઆલા એને કબૂલ ફરમાવે અને એમાં તન, મન, ધન થી ભાગ લેનાર તામામની નજાતનો અને વાચકોના માટે હિદાયતનો ઝરીઓ બનાવે. આમીન !

કિતાબના લેખન માટે મહત્ત્વની માહિતી આપવા બદલ :

મુહતરમ જાવીદભાઈ મનિયાર,
મુહતરમ રિયાઝ અહમદ મનિયાર,
મુહતરમ ઝાકિરભાઈ મનિયાર,
મુહતરમ ફકીરભાઈ શેખ (ટાયરવાલા),
મુહતરમ અખ્તરભાઈ પાનવાલા
વગેરે તમામનો પણ હું ખૂબ જ આભારી છું.

૧૩, જમાદિલ આખર, ૧૪૪૧ અલ્લાહવાળાઓના પગોની ધૂળ,
૮, ફેબ્રુઆરી, ૨૦૨૦, જુમ્અહ **અબ્દુલકાદિર ફાતીવાલા** ગુફિરલહૂ

# અનુક્રમણિકા



# સહાયક કિતાબો

(૧) 'મેઅયારુસ્સુલૂક' લેખક : મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી, નકશબંદી રહમતુલ્લાહિ અલયહિ

(૨) 'કરામાતે મૂસવિય્યહ' : મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત મૂસા મેહતર, તડકેશ્વરી રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર

(૩) 'હયાતે અબ્દુર્રહીમ' : મુફતીએ આઝમ હઝરત મુફતી સય્યિદ અબ્દુર્રહીમ લાજપૂરી રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર

(૪) 'હયાતે અબરાર' : દારુલ ઉલૂમ ફલાહે દારૈન, તડકેશ્વરના માજી શયખુલ હદીષ અને મહાન ચિશ્તી બુઝુર્ગ હઝરત મૌલાના અબરાર અહમદ ધુલયવી રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર

(૫) 'દુર્રે લાષાની' ભાગ : ૧, ૨, ૩ હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિના મુબારક પત્રોનો ટૂંકસાર અને સમજૂતી

(૬) 'હિદાયત' ઉર્દૂ માસિક, જયપૂર, નવેમ્બર – ૧૯૯૪ નો અંક

(૭) 'નકશબંદી ઔલિયા' ગ્રંથ : ૨ અને ૮

# પહેલું પ્રકરણ

## જનાબ શેઠ ફકીરભાઈ મનિયાર, વલસાડી સાહબ રહમતુલ્લાહિ અલયહિ

### જન્મ, જન્મ સ્થળ, ખાનદાન

- શેઠ ફકીરભાઈ મનિયારનો જન્મ વલસાડ શહેરમાં ઈસ્વીસન ૧૮૭૫ માં થયો હતો.
- આપનું વતન વલસાડ હોવાથી વલસાડી તરીકે આપ પ્રખ્યાત છે.
- આપનું મનિયાર ખાનદાન સુશિક્ષિત, સુસંસ્કારી, ઈલ્મનું ચાહક અને વિદ્યાપ્રેમી છે.
- આપના વાલિદ સાહબનું નામ ઈસ્માઈલભાઈ હતું.

### શિક્ષણ અને કેળવણી

- આપે વલસાડની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં મહેનત અને ખંતથી અભ્યાસ કર્યો.
- તે પછી આપના ખાનદાનની પ્રણાલિકા પ્રમાણે આપે પણ વેપાર–ધંધાનો ઈરાદો કર્યો.

### આફ્રિકા ત્યારે વેપાર–ધંધા માટે આકર્ષણનું કેન્દ્ર હતું

- તે ઝમાનામાં વેપાર–ધંધાની વૃત્તિ ધરાવનારાઓ માટે આફ્રિકા ખાસ આકર્ષણનું કેન્દ્ર હતું.
- આફ્રિકા (મોઝામ્બિક)માં પણ તે વખતે અંગ્રેજોનું રાજ હતું એટલે ત્યાં જવામાં, ધંધો કરવામાં, સ્થાયી થવામાં કોઈ ખાસ મુશકેલી ન હતી.
- આપણા ગુજરાતના ખાસ કરીને સુન્ની મુસ્લિમ વહોરા કોમના

અનેક ખાનદાનો, આફ્રિકા (મોઝામ્બિક) જઈને ધંધો–રોજગારમાં સફળતા મેળવીને અઢળક ધન, દૌલત અને જમીન, જાગીર તથા મિલકતના માલિકો બની ગયા.

- એ સમૃદ્ધ ખાનદાનોની ઉદાર દિલની મદદો અને સખાવતોના કારણે ગુજરાતમાં અસંખ્ય મસ્જિદો, મકતબો, દારુલ ઉલૂમોની સ્થાપનાઓ થઈ. અને વરસોથી તેના નિભાવની વ્યવસ્થા પણ એ જ ખાનદાનો કરતા હતા અને ઘણાં હજુ પણ કરે છે.

## ફકીરભાઈ મનિયાર પણ આફ્રિકા ગયા

ત્યાં 'લોરેન્સો માર્ક વીશ' શહેર, જેનું હાલનું નામ 'માપુટો' છે ત્યાં ફકીરભાઈ મનિયારે વેપાર–ધંધો શરૂ કર્યો.

## આપના ધંધાનો અતિ ઝડપથી વિકાસ થયો

- ફકીરભાઈ મનિયારની વેપારી કુનેહ, કર્મચારીઓ પાસે કામ લેવાની આવડત, વિનમ્ર સ્વભાવ, મીઠી વાણી અને સતત મહેનત કરનારા તથા નેક, સાલિહ, નમાઝના પાબંદ હોવાથી અલ્લાહ તઆલાની ગેબી મદદના કારણે ટૂંક સમયમાં આપના વેપાર–ધંધાનો અતિ ઝડપથી વિકાસ થયો.
- આપની 'ફકીરભાઈ ઈસ્માઈલ એન્ડ કંપની'ની શાખાઓ મોઝામ્બિકના અનેક ગામો અને શહેરોમાં અસ્તિત્વમાં આવી ગઈ.
- આપે ભારતથી પોતાના અનેક પરિવારજનો, રિશ્તેદારો, મિત્રોને મોઝામ્બિક (ઈસ્ટ આફ્રિકા) બોલાવીને ઊંચા પગારોથી નોકરીએ રાખ્યા.
- ટૂંક સમયમાં અલ્લાહ તઆલાએ આપને અઢળક ધન, દૌલત, જમીન, જાગીર, માલ, મિલકત વગેરેથી નવાઝી દીધાં.
- વલસાડમાં આપ એક નવાબ સમાન ગણાતા હતા.
- હવે આપ શેઠ ફકીરભાઈ મનિયાર કહેવાતા હતા.

## આપની નવાઝિશો

- અલ્લાહ તઆલાએ અઢળક દૌલતની સાથે શેઠ ફકીરભાઈને ખૂબ મોટું અને વિશાળ દિલ પણ આપ્યું હતું.
- આપની નવાઝિશો અને સખાવતો હાતિમ તાઈના જેવી હતી જેનો એક નમૂનારૂપ બનાવ આગળ આવશે.
- આપ હાફિઝો, કારીઓ, આલિમો, ઈમામો, મુઅઝ્ઝિનો, અલ્લાહવાળાઓને ખૂબ ચાહતા હતા અને તેમને દિલ ખોલીને મદદ કરતા હતા.
- આપ વિદ્યાર્થીઓ, ગરીબો, મોહતાજો, બેવાઓ, બીમારોના સહાયક હતા.
- આપ મસ્જિદો, મદ્રસાઓ, મકતબો, દારુલ ઉલૂમો, તલબાઓ, ઉસ્તાદોને પણ મોટી રકમો આપતા હતા.

## રૂહાની રાહબરની તલાશ અને બયઅત

- શેઠ ફકીરભાઈ મનિયાર નમાઝ, રોઝહ, શરીઅત અને સુન્નતના પાબંદ હતા.
- હવે અલ્લાહ તઆલાએ આપના દિલમાં રૂહાની ફયઝ હાસિલ કરવાની તલબ અને લગન પેદા ફરમાવી.
- આપે યોગ્ય અને કામિલ–મુકમ્મલ રૂહાની રાહબર અર્થાત પીરની તલાશ શરૂ કરી.
- આપ હિન્દલવલી હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિના મહાન મરતબા અને રૂહાનિયતના ખૂબ અકીદતમંદ હતા.
- આપ અવારનવાર અજમેર શરીફ રોઝએ મુબારકની ઝિયારત માટે જતા હતા અને કેટલાક દિવસ રોકાતા હતા.

## ચિશતી અને નકશબંદી બન્ને નિસબતોનો સંગમ

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ પોતાના એક મુબારક મકતૂબ (પત્ર)માં લખ્યું છે કે :

"ઈમામ જઅફર સાદિક રદિયલ્લાહુ તઆલા અન્હુ નિસબતે સિદ્દીકિય્યહ અને નિસબતે અમીરિય્યહ (એટલે કે નકશબંદી અને ચિશતી બન્ને નિસબતો)ના જામિઅ (સંગમ) છે.

બન્ને નિસબતો આપના મુબારક સીનામાં ઉછાળા મારતી હતી. અને એક જ સીનામાં હોવા છતાં (બન્ને નિસબતો) પોત પોતાની સિફત અલગ ધરાવતી હતી.

આ ફકીર (હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ) એક વખતે બનારસ ગયો. ત્યાં ગંગા અને જમના નદીઓનો સંગમ થાય છે. ત્યાં બન્ને (નદીઓ)ના પાણીનો સંગમ થવા છતાં મેહસૂસ થાય છે કે ગંગા (નદીનું) પાણી અલગ છે અને જમના (નદીનું) પાણી અલગ છે !"

['દુર્રે લાસાની' ભાગ : ૧, પત્ર : ૩૧૩, પાનું : ૩૧૮]

## મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત ખ્વાજા યૂસુફ હમદાની (રહ.)

- હઝરત ખ્વાજા યૂસુફ હમદાની રહમતુલ્લાહિ અલયહિ ઘણાં ઊંચા મરતબાવાળા નકશબંદી બુઝુર્ગ હતા.
- હઝરત ખ્વાજા અબૂ અલી ફારમદી રહિમહુલ્લાહુ આપના પીર હતા.
- હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની રહમતુલ્લાહિ અલયહિ આપના મહાન ખલીફા હતા.
- હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી રહિમહુલ્લાહુએ પોતાના મુબારક શજરહમાં એ ત્રણે બુઝુર્ગો વિષે નીચે પ્રમાણે શેર લખેલા છે :

**ઝિન્દહ રખ ઔર માર તૂ અપની મુહબ્બતમેં મુઝે,**
**બૂ અલીએ નામદારે પેશવાકે વાસ્તે.**

**કર મુઝે મકબૂલે આલમ ખાસ બંદોંકી તરહ,**
**યૂસુફે હમદાન મકબૂલે ખુદાકે વાસ્તે.**
**મા સિવાસે કર જુદા ઔર અપના બંદા લે બના,**
**અબ્દુલ ખાલિક ગજદવાની રહનુમાકે વાસ્તે.**

- 'નકશબંદી ઔલિયા' ગ્રંથ : ૨માં એ ત્રણે બુઝુર્ગોના વિસ્તૃત જીવનચરિત્રો લખેલા છે.
- પીરાને પીર હઝરત શયખ અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલયહિ નવયુવાનીમાં હઝરત યૂસુફ હમદાની રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને ફૈઝ હાસિલ કરતા રહેતા હતા.

એક દિવસે હઝરત યૂસુફ હમદાની રહમતુલ્લાહિ અલયહિએ હઝરત પીરાને પીર રહમતુલ્લાહિ અલયહિને બશારત આપી કે :

"આપ ટૂંક સમયમાં જ મિમ્બર પર ચઢીને કહેશો કે :

**'કદમી હાઝિહી અલા ર-ક-બતિન કુલ્લુ વલિયુલ્લાહ'**

[મારા કદમ તમામ ઔલિયાની ગરદનો પર છે.]

- હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશતી (રહ.)એ પણ હિન્દુસ્તાન આવતા પહેલાં હઝરત યૂસુફ હમદાની (રહ.)ની ખિદમતમાં ૬ (છ) મહિના રહીને રૂહાની ફૈઝ હાસિલ કર્યો હતો. અને આપથી 'નિસબતે હુબ્બી' હાસિલ કરી હતી. એટલે આપના સીનામાં નકશબંદી નિસબત પણ ઉછાળા મારે છે. જેને હાસિલ કરવા નકશબંદી બુઝુર્ગો અજમેર શરીફમાં આપના મુબારક રોઝહ પર હાજર થતા રહે છે.

## હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ની અજમેર શરીફમાં અનેક વખત હાજરી અને બનેલા અનેક મહાન બનાવો

[૧] હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ હિજરીસન ૬૩૩ માં થયો હતો. એના ૪૦૦

(ચારસો) વરસ પછી તજદીદના વીસમાં વરસે, હિજરીસન ૧૦૩૦ માં હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ અજમેર શરીફ ગયા અને ત્યાં ઘણાં લાંબા સમય સુધી રોકાયા.

[૨] તજદીદના ૨૧ માં વરસમાં પણ આપ અજમેર શરીફ હાજર થયા.

[૩] આપે પોતાના ખલીફા હઝરત ખ્વાજા મુહમ્મદ હાશિમ કશ્મી રહિમહુલ્લાહુને પોતાની પાસે અજમેર બોલાવ્યા અને મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ના ત્રીજા ભાગનું તેમના પાસે સંપાદન કરાવ્યું.

[૪] હઝરત શયખ આદમ બિન્નૌરી રહમતુલ્લાહિ અલયહિ અજમેર શરીફ આવી આપથી બયઅત થયા અને ટૂંક સમયમાં આપની ખિલાફતથી મુશર્રફ થયા.

[૫] તજદીદના બાવીસમાં વરસે પણ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ અજમેર શરીફ હાજર થયા.

[૬] બદખ્શાન, ખુરાસાન અને મા વરાઉન્નહરના કેટલાક મશાઈખે તેમને ગાઈબાનહ (પરોક્ષ) રીતે બયઅત કરવા માટે અરજ કરતો પત્ર લખી તે પત્ર લઈ એક શખ્સને અજમેર શરીફ મોકલ્યો.

હઝરતે તેમની અરજ કબૂલ ફરમાવી અને તેમના તરફથી પેલા શખ્સને અજમેર શરીફમાં બયઅત કર્યો.

[૭] હઝરત મુજદ્દિદ સાહબના સાહબઝાદાઓ :

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુ તે વખતે સરહિન્દ શરીફમાં હતા.

હઝરતે તેમને અજમેર શરીફથી પત્ર લખ્યો. તેનો સાર આ છે :

- આજે સવારની નમાઝ પછી (અહીં અજમેર શરીફમાં) અલ્લાહ તઆલા તરફથી મારો કય્યૂમિય્યતનો ખિલઅત લઈને નવો ખિલઅત આપવામાં આવ્યો.
- મારી પાસે લઈ લેવામાં આવેલો કય્યૂમિય્યતનો ખિલઅત

ફરઝંદ મુહમ્મદ માસૂમને આપવામાં આવ્યો.

- મને આપવામાં આવેલો નવો ખિલઅત જયારે તકમીલ સુધી પહોંચશે ત્યારે ઉમ્મીદ છે કે, કમાલે કરમથી ફરઝંદ મુહમ્મદ સઈદને ઈનાયત કરવામાં આવશે.
- **જે મુશકેલીઓ હતી તે પણ હલ થઈ ગઈ છે. શાયદ એમાં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન રહિમહુલ્લાહુની રૂહાનિયતનો પણ દખલ છે.** ['દુર્રે લાસાની' ભાગ : ૩, પત્ર : ૧૦૪]

[૮] અજમેર શરીફથી જ મઝકૂર બન્ને સાહબઝાદાઓને લખેલા બીજા એક પત્રનો સાર આ પ્રમાણે છે :

- મશાઈખ લખે છે તે પ્રમાણે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફકીરના (મારા) માટે આખિરતનું ઈજાઝતનામું લખીને, તેના પર પોતાની મુહર લગાવીને આપ્યું અને મકામે શફાઅતમાં નસીબ ફરમાવ્યું.
- મેં જોયું કે હું અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બાપ–બેટાની જેમ છીએ.
- **(અહીં અજમેર શરીફમાં) અદભુત મઆરિફ અને અજીબ ઉલૂમ જાહેર થઈ રહ્યા છે.**
- ફરઝંદો દૂર (સરહિન્દ શરીફમાં) છે અને ઉંમરનો મામલો નઝદીક થતો જાય છે. ['મકતૂબાત શરીફ' ભાગ : ૩, પત્ર : ૧૦૬]
- ઉપરનો પત્ર મળતાં જ બન્ને સાહબઝાદાઓ તત્કાલ અજમેર શરીફ તશરીફ લાવ્યા.
- આ બનાવના લગભગ સવા વરસ પછી હઝરત મુજદ્દિદ સાહબે ઈન્તિકાલ ફરમાવ્યો.

[૯] • તજદીદના તેવીસમાં વરસે, જયારે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ઝિન્દગીનું લગભગ એક વરસ બાકી

હતું ત્યારે સરહિન્દ શરીફ જવા માટે બાદશાહે પરવાનગી આપી.

- બાદશાહ પાસેથી સીધા સરહિન્દ શરીફ ન જતા પ્રથમ આપ અજમેર શરીફ તશરીફ લઈ ગયા.
- ઘણાં લાંબા સમય સુધી ત્યાં મુરાકિબ રહ્યા.
- ત્યાંથી ઊઠીને ફરમાવ્યું કે :

  ‘‘હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિએ મહેમાનીનો હક અદા કર્યો. (મને) જાત જાતની ઝિયાફતો કરાવી. મને ઘણી રાઝ (ભેદ)ની વાતો બતાવી.’’
- તે પછી આપ અજમેર શરીફથી સરહિંદ શરીફ જવા રવાના થયા.

<u>નોંધ</u> :

- અજમેર શરીફ અને સરહિન્દ શરીફ વચ્ચે ૫૦૦ (પાંચસો) કિલોમીટર કરતાંયે વધારે અંતર છે.
- તે ઝમાનામાં (૪૦૦ વરસ પહેલાં) પેટ્રોલ, ડીઝલ, ઈલેકટ્રીસીટીથી ચાલતા વાહનો : સ્કૂટર, રીક્ષા, કાર, બસ, ટ્રેઈન, વિમાન કશું જ ન હતું.
- તે ઝમાનામાં ફકત જાનવરો જોડેલા વાહનો : બળદગાડી, ઘોડાગાડી, ઊંટગાડી વગેરે હતા.
- આજના જેવી સડકો, રસ્તા, પુલો ન હતા. જંગલો અને પહાડો પાર કરવા પડતા હતા.
- આવા સંજોગોમાં ૫૦૦ (પાંચસો) કિલોમીટરનો આટલો લાંબો પ્રવાસ કરવો કેટલો મુશકેલ અને કષ્ટદાયક હશે તેની કલ્પના કરી શકાય છે.
- બાદશાહે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિને વરસો સુધી ઝબરદસ્તીથી પોતાની પાસે રોકી રાખ્યા હતા.
- આપ રહમતુલ્લાહિ અલયહિ કેટલાયે વરસો સુધી પોતાના વતનથી અને ઘરવાળાઓથી દૂર વિખુટા રહ્યા.

- ઝિન્દગીના આખરી વરસોમાં બાદશાહે આપને સરહિન્દ શરીફ જવાની પરવાનગી આપી.
- આટલા વરસો સુધીની જુદાઈ છતાં આપ સીધા સરહિન્દ શરીફ નહિ ગયા બલકે ૫૦૦ (પાંચસો) કિલોમીટરનો આટલો લાંબો કષ્ટદાયક પ્રવાસ કરીને સૌથી પ્રથમ અજમેર શરીફ ગયા !
- એટલું જ નહિ બલકે સરહિન્દ શરીફથી પોતાના બે સાહબઝાદાઓને પણ અજમેર શરીફ બોલાવ્યા.
- અજમેર શરીફમાં હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ તેમજ આપના સાહબઝાદાઓ પર :
    - અલ્લાહ તઆલા તરફથી કેવી નવાઝિશો થઈ,
    - આપને કેવા બુલંદ મરતબાઓથી નવાઝયા,
    - હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિ તરફથી આપની કેવી મહેમાન નવાઝી થઈ !
    - આપને કેવી કેવી ભેદની વાતો બતાવી,
    - આપને મુશકેલીઓ હલ કરવામાં હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિની રૂહાનિયતે કેવો ભાગ ભજવ્યો.

    એ બધી વિગતો ઉપર આવી ગઈ છે.
- હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ હિજરીસન ૬૩૩ (છસો તેત્રીસ)માં થયો હતો.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુ હિજરીસન ૧૦૩૧ અને ૧૦૩૨ માં હઝરત ખ્વાજા સાહબ રહિમહુલ્લાહુના ઈન્તિકાલના ૪૦૦ (ચારસો) વરસ બાદ આપના મઝારે મુબારક પર હાજર થયા અને ઉપર લખ્યા પ્રમાણે આપના રૂહાની ફયઝથી મુશર્રફ થયા.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ થયાને પણ બીજા ૪૦૦ (ચારસો) વરસ વીતી ગયા છે.

- એટલે હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલને તો ૮૦૦ (આઠસો) વરસ વીતી ગયા છે છતાં આપનો રૂહાની ફયઝ જેવોને તેવો જારી છે અને અસંખ્ય લોકો આપના રૂહાની ફયઝથી ફયઝ મેળવતા રહે છે. અને ઈન્શા અલ્લાહ કિયામત સુધી મેળવતા રહેશે.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના સિલસિલાના લોકો પણ આપની ઈત્તિબાઅમાં ૪૦૦ (ચારસો) વરસથી અજમેર શરીફમાં હાજર થઈને હઝરત ખ્વાજા સાહબ રહિમહુલ્લાહુનો રૂહાની ફયઝ મેળવતા રહે છે અને ઈન્શા અલ્લાહ કિયામત સુધી મેળવતા રહેશે.
- કેટલાક જાહિલ અને નાસમજ લોકો હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિના મઝારે મુબારક પર શરીઅતના ખિલાફ કામો અને ધતીંગો કરે છે તેનાથી હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિના બુલંદ મરતબામાં કે આપ રહમતુલ્લાહિ અલયહિના રૂહાની ફયઝમાં કોઈ ફરક પડતો નથી કે કમી થતી નથી.
- અલ્લાહ તઆલા તરફથી આપના મઝારે મુબારક પર આજે પણ એવી જ રહમત અને નૂરની વર્ષા થતી રહે છે અને (ઈ.અ.) થતી રહેશે.
- અલ્લાહવાળાઓ એ રહમત અને નૂરની વર્ષાને પોતાના દિલની આંખોથી જુએ છે અને અનુભવે છે.

## હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિનો રૂહાની ફયઝ આજે પણ ચાલુ હોવાની સાબિતી

દારુલ ઉલૂમ ફલાહે દારયન, તડકેશ્વરના ભૂતપૂર્વ શયખુલ હદીષ, મહાન આલિમ, આરિફ અને શયખે તરીકત હઝરત મૌલાના સય્યિદ અબરાર અહમદ સાહબ ધુલયવી રહમતુલ્લાહિ અલયહિ ઈસ્વીસન ૧૯૯૦ માં અજમેર શરીફમાં હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિના મઝારે મુબારક પર હાજર થયા હતા.

ઘણાં લાંબા સમય સુધી મઝારે મુબારક પર મુરાકિબ રહ્યા. તે

પછી ઊઠીને મઝારે મુબારકમાંથી બહાર નીકળતા હતા ત્યારે આપના સફરના ખાસ સાથી, સૂરતના વકીલ મુહતરમ મુખ્તાર અહમદ નાટાલીએ મૌલાના અબરાર સાહબને પૂછયું કે :

"આપને અહીં (મઝારે મુબારક પર) કંઈ મળ્યું ?"

મૌલાનાએ ફરમાવ્યું કે :

"જો હું અહીં નહિ આવતે તો (મારી) તકમીલ (રૂહાની પરિપૂર્ણતા) નહિ થતે."

['હયાતે અબરાર'(ઉર્દૂ) પાનું : ૮૮, ૮૯]

હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિનો રૂહાની ફયઝ હજુ પણ ચાલુ હોવાની આવી વિશ્વાસપાત્ર સાબિતી પછી પણ એમાં હવે કોઈ શંકાને સ્થાન છે ખરું ?

## જયપૂરવાલા પીર સાહેબ તરીકે જાણિતા મહાન નકશબંદી, મુજદ્દિદી બુઝુર્ગ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિનો પરિચય

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિનું વતન જયપૂર હોવાથી આપ અને આપના પછી થયેલા આપના જાનશીનો પણ 'જયપૂરવાલા પીર સાહેબ' તરીકે જાણિતા છે.
- આપ કેટલા મહાન અને બુલંદ મરતબાવાળા બુઝુર્ગ હતા તેનો ખ્યાલ વાચકોને નીચેની બાબતોથી આવશે.
- આપને ફરિશ્તાઓ જાહેરી આંખોથી દેખાતા હતા.
- આપે બંધાવેલી વકફ ઈમારતોના બાંધકામમાં ફરિશ્તાઓ પણ શામિલ થતા હતા.
- ખ્વાબમાં અને જાહેરી આંખોથી પણ આપને સેંકડો વખત હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ હતી.

- આપની હજની સફર વખતે દરબારે ખુદા અને દરબારે હબીબે ખુદા (સલ.)થી આપના પર થયેલી બેશુમાર નવાઝિશોના અદભુત બનાવો આપે પોતાની કિતાબ 'ફુતૂહુલ હરમૈન'માં પોતે લખેલા છે.
- આપને કબરના હાલાત પણ દેખાતા હતા.
- આપે બે વખત અલ્લાહ તઆલાનો કલામ પણ સાંભળ્યો હતો.
- પ્રકાશ જેમ કાચની આરપાર જઈ શકે છે તેમ આપ તમામ ભૌતિક વસ્તુઓની આરપાર જઈ શકતા હતા.
- આપ કશ્ફ, કરામત અને દુઆની કુબૂલિયતવાળા બુઝુર્ગ હતા.
- આપના કશ્ફના, કરામતના અને દુઆની કુબૂલિયતના કેટલાક બનાવો ત્રીજા પ્રકરણમાં લખ્યા છે.
- 'મકામાતે હિદાયત' નામની ૪૦૦ પાનાની ગુજરાતી કિતાબમાં આપનું વિસ્તૃત જીવનચરિત્ર લખ્યું છે તે વાંચવા વાચકોને વિનંતી.

## શેઠ ફકીરભાઈ મનિયારની હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ સાથે સૌથી પ્રથમ મુલાકાતની બે શકયતાઓ

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહિમહુલ્લાહુ પણ અનેક વખત જયપૂરથી અજમેર શરીફ તશરીફ લાવતા રહેતા હતા.
- એટલે એક શકયતા એ છે કે આપ (રહ.)ની સાથે શેઠ ફકીરભાઈ મનિયારની સૌથી પ્રથમ મુલાકાત અજમેર શરીફમાં થઈ હશે.
- બીજી શકયતા એ છે કે અજમેર શરીફમાં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિની બુઝુર્ગી વિષે લોકોની પ્રશંસા સાંભળીને શેઠ ફકીરભાઈ મનિયાર પોતે અજમેર શરીફથી જયપૂર જઈને આપની સૌથી પ્રથમ મુલાકાત કરી હશે. અલ્લાહ તઆલા બેહતર જાણનાર છે.
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ

અલયહિની પ્રથમ મુલાકાતથી જ શેઠ ફકીરભાઈ મનિયાર ખૂબ જ પ્રભાવિત થયા અને આપથી બઅયત થઈ ગયા.

## ગુજરાતના લોકો શેઠ ફકીરભાઈના આભારી છે

વલસાડ, સૂરત, અમદાવાદ, પ્રાંતિજ, હિમ્મતનગર, હરસોલ, મોડાસા... વગેરે ગુજરાતના શહેરોના ગુજરાતના લોકોને હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિથી રૂહાની ફયઝ મેળવવાનો મોકો શેઠ ફકીરભાઈ મનિયારના કારણે મળ્યો. કારણ કે તેઓ હઝરતને સૌથી પ્રથમ જયપૂરથી વલસાડ લાવ્યા અને અહીંથી આખા ગુજરાતમાં આપનો રૂહાની ફયઝ પહોંચ્યો. આ રીતે ગુજરાતના લોકો શેઠ ફકીરભાઈ મનિયારના ખૂબ ખૂબ આભારી છે.

## પોતાના શયખના દીની કામો માટે શેઠ ફકીરભાઈએ પોતાની દૌલત ન્યોચ્છાવર કરી દીધી

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર, ખલીફા અને જાનશીન હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :

- “તે ઝમાનામાં બે કડીયાની જોડીની એક દિવસની મજૂરી માત્ર ચાર આના (પચ્ચીસ પૈસા) હતી.
- આવા અતિ સસ્તા ઝમાનામાં, શેઠ ફકીરભાઈ મનિયાર, વલસાડીએ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિને આપના મુબારક દીની કામો અને વકફો, મસ્જિદો, મદ્રસાઓ વગેરેના બાંધકામો અને નિભાવ માટે આશરે ૮૦૦૦૦ (એંસી હજાર) રૂપિયા આપ્યા હતા !”

**પરખનેવાલે પરખેંગે, ઈસી મેઅયાર પર હમકો,**
**જહાંસે કયા લિયા હમને, જહાંકો કયા દિયા હમને.**

**નોંધ :**

- આજે કુશળ અને નિષ્ણાત રાજસ્થાની કડીયાની જોડી (બે જણા)ની એક દિવસની મજૂરી ૨૦૦૦ (બે હઝાર) રૂપિયા થાય.
- એટલે તે ઝમાનાની મજૂરીને આજની મજૂરી સાથે સરખાવીએ તો શેઠ ફકીરભાઈએ આપેલી રકમ આજના હિસાબે નીચે પ્રમાણે ચોસઠ કરોડ રૂપિયા થાય.

૨૦૦૦ ÷ ૦.૨૫ = ૮૦૦૦ x ૮૦૦૦૦ = ૬૪૦૦૦૦૦૦૦

(ચોસઠ કરોડ રૂપિયા)

ફકત ૯૦ વરસમાં ૮૦૦૦ (આઠ હઝાર) ગણો ભાવ વધારો થયો !

## શેઠ ફકીરભાઈ મનિયારનો ઈશ્કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ

- શેઠ ફકીરભાઈ મનિયારને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અપાર ઈશ્ક હતો.
- આપ સાચા આશિકે રસૂલ હતા.
- આપની ઝબાન પર સતત દુરૂદ શરીફનો ઝિક્ર જારી રહેતો હતો.
- બયાનોમાં કે વાતચીતમાં જયારે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મુબારક નામ આપ સાંભળતા કે ઉચ્ચારતા હતા ત્યારે પાણીના નળની ચકલી ખોલી દીધી હોય તેમ આપની આંખોમાંથી આંસૂઓની ધારાઓ વહેવા માંડતી હતી.
- આપના આવા અપાર ઈશ્કે રસૂલના કારણે અને આપના પીરની મુહબ્બત અને અપાર ખિદમતના કારણે ઈન્તિકાલ બાદ આપને કેવી મુબારક જગાની ખૂશનસીબી મળી તેની વાત આગળ આવે છે.

## ઈન્તિકાલ, દફન અને કબરની તખ્તી

- શેઠ ફકીરભાઈનો ઈન્તિકાલ આપના પીરો મુરશિદની હયાતીમાં જ

થયો હતો.

- આપને વલસાડના મોટા તાઈવાડના વિશાળ કબ્રસ્તાનમાં દફન કરવામાં આવ્યા.
- આપની કબરના સિરાને, આપના પીરો મુરશિદે પોતે એક આરસની તખ્તી મૂકાવેલી છે.
- એ તખ્તી ઉપર કોતરેલું લખાણ આજે ઈસ્વીસન ૨૦૧૭ માં સત્યાંસી વર્ષનો લાંબો સમય વીતવા બાદ પણ જેવુંને તેવું સાફ વાંચી શકાય છે.
- એ લખાણ નીચે પ્રમાણે છે :

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**લા તક–નતૂ મિર રહ–મતિલ્લાહ**

**ઈન્નલ્લા–હ ગફૂરુર રહીમ.**

જનાબ શેઠ ફકીર મુહમ્મદ સાહબ ઈસ્માઈલ વલસાડી (મનિયાર)ને ૧૦, શવ્વાલ, ૧૩૪૯ હિજરીસન મુતાબિક ૧૨, માર્ચ, ૧૯૩૦ ઈસ્વીસન, યવમે ચહાર શમ્બહ (બુધ)કો રહલત (વફાત) કી થી.

**ખુદા બખ્શે બહોત સી ખૂબિયાં થી મરનેવાલેમેં.**

## ઈન્તિકાલ બાદ આપને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની પાસે મદીનહ મુનવ્વરહ બોલાવી લીધા

- ઈશ્કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ અને અલ્લાહવાળાઓની તન, મન, ધનથી દિલ ખોલીને ખિદમત કરવાના કારણે કેટલું મુબારક સ્થાન મળ્યું તેની વાત હવે વાંચો.
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :

“મારા દાદા સાહબ (હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ) રહમતુલ્લાહિ અલયહિએ એક દિવસે ખ્વાબમાં જોયું કે,

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝએ અનવરની પાસે એક અતિ ખૂબસૂરત નકશીકામવાળો મઝાર છે.

એ મઝારની પાસે હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત ગુલામઅલી શાહ સાહબ દહેલવી રહમતુલ્લાહિ અલયહિ ઊભા છે.

તેમણે દાદા સાહબ રહમતુલ્લાહિ અલયહિને પૂછયું કે :

“આ (ખૂબસૂરત) મઝાર કોનો છે, તે તમે જાણો છો ? ”

દાદા સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

“હઝરત ! આપ જ ફરમાવો કે આ મઝાર કોનો છે ? ”

હઝરત ગુલામઅલી શાહ સાહબ દહેલવી (રહ.)એ ફરમાવ્યું કે :

“આ મઝાર શેઠ ફકીરભાઈ વલસાડીનો છે.”

તે પછી આપે આગળ ફરમાવ્યું કે :

“અલ્લાહ તઆલાએ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમને આ કુદરત (શકિત) આપેલી છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ પોતાના ચાહકોને ચાહે ત્યાંથી પોતાની પાસે બોલાવી લે છે ! ”

સુબ્હાનલ્લાહ ! ઈન્તિકાલ બાદ જેમને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની પાસે મદીનહ મુનવ્વરહ બોલાવી લીધા હોય તેમના ઊંચા મરતબાનો અંદાઝો આપણે શું લગાવી શકીએ !

## હઝરત મુફતી લાજપૂરી સાહબના ઈન્તિકાલ બાદ તેમને લેવા માટે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતે રાંદેર તશરીફ લાવ્યા

શેઠ ફકીરભાઈ મનિયારના ઉપર લખેલા બનાવના સમર્થનમાં

એવો જ હઝરત મુફતી લાજપૂરી સાહબ રહમતુલ્લાહિ અલયહિનો એક આધારભૂત બનાવ અહીં લખવો મુનાસિબ લાગે છે.

- મુફતીએ આઝમ હઝરત મુફતી સય્યિદ અબ્દુર્રહીમ લાજપૂરી સાહબનો ઈન્તિકાલ ૨, રમઝાનુલ મુબારક, ૧૪૨૨ હિજરી. મુતાબિક ૧૮, નવેમ્બર, ૨૦૦૧ ઈસ્વીસનના રોજ રાંદેરમાં થયો હતો.
- આપને રાંદેરના મશહૂર કબ્રસ્તાન 'ગોરે ગરીબાં'માં દફન કરવામાં આવ્યા હતા.
- આપના ઈન્તિકાલ બાદ 'હયાતે અબ્દુર્રહીમ' નામની આપના જીવનચરિત્રની ઉર્દૂ કિતાબ પ્રગટ થઈ હતી. તેમાં લખેલા એક બનાવનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.
- હઝરત મુફતી સાહબના ઈન્તિકાલ બાદ એક વિશ્વાસુ શખ્સે ખ્વાબમાં જોયું કે :

હઝરત મુફતી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ તંદુરસ્તીની હાલતમાં રાંદેરની જે હજીરા મસ્જિદમાં વરસો સુધી ઈમામત કરી હતી તેમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના તશરીફ લાવવાના સમાચાર સાંભળીને (રાંદેરના) તમામ ઉલમા, ફુકહા અને અહલુલ્લાહ ત્યાં આવીને ભેગાં થઈ ગયા.

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે મજમા પર એક નઝર નાંખી. તે પછી આપ મસ્જિદમાંથી (બહાર) તશરીફ લઈ જવા લાગ્યા.

ધીમે ધીમે આપ મસ્જિદના પગથિયા ઉતરતા હતા ત્યારે આપની સાથે આપથી એક કદમ પાછળ નીચે પ્રમાણે ત્રણ માનવંત બુઝુર્ગો હતા :

જમણી તરફ: હઝરત મૌલાના મુફતી મરગૂબ અહમદ સાહબ લાજપૂરી રહમતુલ્લાહિ અલયહિ

ડાબી તરફ: હઝરત મૌલાના મુફતી અહમદ અશરફ રાંદેરી રહિમહુલ્લાહુ અને શયખુલ હદીષ હઝરત મૌલાના મુહમ્મદ રઝા અજમેરી રહમતુલ્લાહિ અલયહિ

મસ્જિદના દરવાજાની બહાર થોભીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે ફરમાવ્યું :

**''અત્યારે હું મારા નવાસા સય્યિદ અબ્દુર્રહીમને લેવા માટે આવ્યો છું.''**

આ પ્રમાણે ઈરશાદ ફરમાવીને આપ મોટા મજમાની સાથે (ગોરે ગરીબાં) કબ્રસ્તાન તરફ (ચાલતા) જવા લાગ્યા.

જયારે આપ (મજકૂર કબ્રસ્તાનની નજીક આવેલા) તબએ તાબિઈન રહમતુલ્લાહિ અલયહિના મઝારે પહોંચ્યા ત્યારે ખ્વાબ જોનારની આંખો ખૂલી ગઈ !''

['હયાતે અબ્દુર્રહીમ' પાના નંબર : ૩૨ અને ૩૩]

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ જેમની નિસબત પોતાના નવાસા તરીકે બતાવે અને જેમને લેવા માટે પોતે રાંદેર તશરીફ લાવે તેમના બુલંદ દરજજા અને મરતબાનો અંદાઝો આપણી પામર બુદ્ધિ શું લગાવી શકે !

**ઈન્તિકાલના વરસો વીતવા પછી હજમાં એક વ્યક્તિ સાથે થયેલી મુલાકાતનો અદભુત બનાવ**

આટલા ધનવાન અને દીનદાર હોવા છતાં સંજોગવશાત મુહતરમ શેઠ ફકીરભાઈ મનિયાર રહમતુલ્લાહિ અલયહિ પોતાની હયાતીમાં હજજની સઆદત હાસિલ કરી શકયા ન હતા. પરંતુ વફાત

બાદ આપની રૂહાની હજજનો અદભુત બનાવ જાણવા જેવો છે. મજકૂર બનાવ આ લખનારને મુહતરમ શેઠ ફકીરભાઈ મનિયાર રહમતુલ્લાહિ અલયહિના ઘરવાળાઓ પાસે જાણવા મળેલો છે.

આપ રહમતુલ્લાહિ અલયહિના ઘરવાળાઓનું બયાન છે કે :

મુહતરમ શેઠ ફકીરભાઈના ઈન્તિકાલના કેટલાક વરસ બાદ એક તદન અજાણ્યો શખ્સ, પોતાના પાસે કાગળ ઉપર લખેલા સરનામાના આધારે ઘર શોધતો અમારે ત્યાં આવ્યો.

આવીને તેણે પૂછયું કે :

''શેઠ ફકીરભાઈ છે ? મારે તેમને મળવું છે.''

ઘરવાળાઓએ જવાબ આપ્યો કે :

''તેઓનો ઈન્તિકાલ થયાને તો ઘણો લાંબો સમય થઈ ગયો છે.''

જવાબ સાંભળીને આવનાર શખ્સ ખૂબ નવાઈ પામ્યો.

તેણે કહ્યું કે :

''આ વરસે હું હજ અદા કરવા માટે ગયો હતો. ત્યાં શેઠ ફકીરભાઈ સાથે મારી મુલાકાત અને ઓળખાણ થઈ હતી. તેમણે પોતે જ પોતાનું આ સરનામું મને લખાવ્યું હતું એટલે તેમને મળવા માટે હું આવ્યો છું.''

આવનાર શખ્સની ચકાસણી કરવા માટે ઘરવાળાઓએ પૂછયું :

''જો હજમાં શેઠ ફકીરભાઈ સાથે તમારી મુલાકાત થઈ હોય તો તેમના હુલિયહ, નાક–નકશા, મુખાકૃતિ, દેખાવ વગેરેનું વર્ણન કરો ! ''

એના જવાબમાં આવનાર શખ્સે જે વર્ણન કર્યું તે હૂબહૂ શેઠ ફકીરભાઈ મનિયારનું જ હતું. જરા પણ તફાવત ન હતો !

આ અજીબ બનાવથી સૌ ખૂબ અચરજ પામ્યા !

**ઈન્તિકાલના ૪૬ (છેતાલીસ) વરસ બાદ આપના પીરની કિતાબના ગુજરાતી અનુવાદના પ્રકાશન વખતે આપની અપાર ખૂશી અને અનુવાદકની મુલાકાતનો બનાવ**

મુહતરમ શેઠ ફકીરભાઈ મનિયાર રહમતુલ્લાહિ અલયહિને પોતાની હયાતીમાં તો હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિથી તથા આપના તમામ કામો અને કિતાબોથી બેહદ મુહબ્બત અને ચાહત હતી તેમજ આપના પર તન, મન, ધનથી ફિદા હતા. પરંતુ આપના ઈન્તિકાલને કેટલાયે વરસો વિતી ગયા હોવા છતાં હજુ આજે પણ રૂહાની રીતે દાદા હઝરતની તમામ ચીઝોથી કેટલો લગાવ છે તેના પુરાવા રૂપે એક પ્રસંગ અહીં નોંધનીય છે.

તરીકતની ગાઈડ સમાન દાદા હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિની મશહૂર કિતાબ 'મેઅયારુસ્સુલૂક'નો ગુજરાતી અનુવાદ સૌથી પ્રથમ ઈસ્વીસન ૧૯૭૬ માં પ્રગટ થયો ત્યારે મુહતરમ શેઠ ફકીરભાઈ મનિયાર રહમતુલ્લાહિ અલયહિના વલસાડના ઘડોચી મહોલ્લાના એક વિશ્વાસુ વડીલ મુહતરમ જનાબ અબ્દુલ હમીદ કાલે ખાન પઠાણ સાહબે એક ખ્વાબ જોયો હતો. એ ખ્વાબની વિગતો ખૂદ ખ્વાબ જોનારે પોતે આ લખનારને રૂબરૂ જણાવી હતી જેનો ટૂંકસાર નીચે પ્રમાણે છે :

મુહતરમ જનાબ અબ્દુલ હમીદ કાલે ખાન પઠાણ સાહબે ખ્વાબમાં મુહતરમ શેઠ ફકીરભાઈ મનિયાર સાહબ રહમતુલ્લાહિ અલયહિને જોયા. મુહતરમ શેઠ ફકીરભાઈ મનિયારનો ઈન્તિકાલ ઈસ્વીસન ૧૯૩૦ માં થયો હતો એટલે ઈસ્વીસન ૧૯૭૬ માં ખ્વાબ જોતી વેળા આપના ઈન્તિકાલને ૪૬ (છેંતાલીસ) વરસ (લગભગ અરધી સદી)નો લાંબો સમય વિતી ગયો હતો. ખ્વાબ જોનારે મુહતરમ શેઠ ફકીરભાઈને એ વખતે સૌથી પ્રથમ વાર જ ખ્વાબમાં જોયા હતા.

એક જ મહોલ્લામાં રહેતા હોવાથી હયાતીમાં તો અનેક વખત જોયા હતા.

મુહતરમ શેઠ ફકીરભાઈ મનિયાર પોતાના અસલ નવાબી ઠાઠમાઠમાં હતા અને ખૂબ ખૂશ જણાતા હતા. તેઓ 'મેઅયારુસ્સુલૂક'ના ગુજરાતી અનુવાદક આ નાચીઝ અબ્દુલકાદિર ફાતીવાલાના ઘરે તેની મુલાકાતના માટે મોટા ઘાંચીવાડ તશરીફ લાવ્યા હતા અને મુલાકાત બાદ ચાલતા પોતાના ઘરે મોટા તાઈવાડ તરફ જઈ રહ્યા હતા. ખ્વાબ જોનાર પોતે ખ્વાબમાં પોતાના ઘરથી મોટા ઘાંચીવાડ તરફ આવી રહ્યા હતા. રસ્તામાં બન્નેની મુલાકાત થઈ ત્યારે મુહતરમ શેઠ ફકીરભાઈ મનિયાર રહમતુલ્લાહિ અલયહિ ખ્વાબ જોનારને અત્યંત આનંદમાં ગળે વળગી ગયા અને ફરમાવ્યું કે :

"અબ્દુલહમીદ ! ('મેઅયારુસ્સુલૂક'નો ગુજરાતી અનુવાદ પ્રગટ થવાથી) આજે હું ખૂબ ખૂશ છું ! તું પણ કંઈ લખ ! "

ખ્વાબ જોનારે કહ્યું કે :

"કાકા ! મને તો કંઈ લખતા આવડતું નથી ! "

(ખ્વાબ જોનાર શખ્સ મુહતરમ શેઠ ફકીરભાઈ મનિયાર રહમતુલ્લાહિ અલયહિને તેમની હયાતીમાં 'કાકા' શબ્દથી સંબોધન કરતા હતા એટલે ખ્વાબમાં પણ એ જ શબ્દો નીકળ્યા.)

મુહતરમ શેઠ ફકીરભાઈ મનિયાર રહિમહુલ્લાહુએ ફરમાવ્યું :

"અબ્દુલહમીદ ! જેવું આવડે તેવું પણ કંઈક લખ ! "

તે પછી ખ્વાબ જોનારની આંખ ખૂલી ગઈ.

આ ખ્વાબમાંથી નીચેની કેટલીક વાતો ફલીત થાય છે :–

(૧) દુનિયામાં પોતાના સગાં–સંબંધીઓ, સ્નેહીઓ, આળખીતાઓ જે કામો કરે છે તેની કેટલીક માહિતી ઈન્તિકાલ કરી ગયેલાં લોકોની

રૂહોને ઈન્તિકાલ બાદ પણ મળતી રહે છે અને તેના કારણે તેમને ખૂશી કે રંજ પણ થાય છે.

(૨) પોતાના શયખની કિતાબના ગુજરાતી અનુવાદના કારણે ઈન્તિકાલના ૪૬ (છેંતાલીસ) વરસ બાદ પણ મુહતરમ શેઠ ફકીરભાઈ મનિયાર (રહ.)ની રૂહને જે બેહદ ખૂશી થઈ તે આપની પોતાના શયખ પ્રત્યેની ગાઢ મુહબ્બત અને ચાહતની નિશાની છે.

(૩) મુહતરમ શેઠ ફકીરભાઈ મનિયાર રહમતુલ્લાહિ અલયહિની બરકત અને દુઆના કારણે જ અલ્લાહ તઆલાએ મારા જેવા એક સામાન્ય શખ્સને 'મેઅયારુસ્સુલૂક'ના ગુજરાતી અનુવાદનો શરફ અતા ફરમાવ્યો હોવાની પૂરી શકયતા અને સંભાવના છે.

## આપના મુહતરમા બીવી સાહિબા સય્યિદા હતા

- શેઠ ફકીરભાઈના બીવી સાહિબા મુહતરમા સય્યિદા ફાતિમા સિંધના એક પ્રતિષ્ઠિત સય્યિદ ખાનદાનના દુખ્તરે નેક અખ્તર (સુપુત્રી) હતા.
- પ્રાચીનકાળથી ગુજરાતના સિંધ સાથે વેપારી અને સામાજિક સંબંધો ચાલી આવે છે.
- આપ શરીઅત અને સુન્નતના અતિ ચુસ્ત પાબંદ હતા.
- મુહતરમા સય્યિદા ફાતિમા નમાઝ, રોઝહ, તિલાવત, ઝિક્ર–અઝકારના ચુસ્ત પાબંદ, આબિદહ, ઝાહિદહ હતા.
- પરદાના આપ એટલા સખત પાબંદ હતા કે ગૈર મુસ્લિમ ઔરતોથી પણ આપ પરદો કરતા હતા.
- શેઠ ફકીરભાઈ મનિયારના ઈસ્વીસન ૧૯૩૦ માં ઈન્તિકાલ બાદ પણ આપ લગભગ ૨૦ (વીસ) વરસ હયાત રહ્યા હતા.

## નમાઝમાં સજદહની હાલતમાં ઈન્તિકાલ!

- લગભગ ઈસ્વીસન ૧૯૫૦ માં એક દિવસે મુહતરમા સય્યિદા

ફાતિમા સાહિબા ફજરની નમાઝ પઢતા હતા ત્યારે :

ફજરની નમાઝની ફર્ઝ રકાતના સજદહમાં આપનો મુબારક ઈન્તિકાલ થયો હતો.

**ઈન્ના લિલ્લાહિ  વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- કદાચ અલ્લાહ તઆલાથી આપ હંમેશા નીચેની દુઆ માંગતા હતા જે કબૂલ થઈ ગઈ !

**નિકલ જાએ દમ તેરે કદમોંકે નીચે,**
**યહી દિલકી હસરત, યહી આરઝૂ હૈ !**

કારણ કે નમાઝમાં સજદહની હાલતમાં બંદાનું માથું અલ્લાહ તઆલાના કદમો નીચે હોય છે.

**આપની નેક ઔલાદ**

- મુહતરમ ફકીરભાઈ મનિયાર અને મુહતરમા સય્યિદહ ફાતિમા મનિયારના ત્રણ પુત્રો અને એક પુત્રી હતા.
- એમનો ખૂબ જ ટૂંકો પરિચય અહીં લખું છું. સમગ્ર મનિયાર ખાનદાન વિષે એક અલગ પુસ્તક લખવાનો ઈરાદો છે. તેમાં વિસ્તૃત પરિચય લખીશ. ઈન્શાઅલ્લાહ.

**[૧] સૌથી મોટા પુત્ર મુહતરમ ગુલામ મુહમ્મદ મનિયાર**

- આપનો જન્મ ઈસ્વીસન ૧૯૦૩ માં થયો હતો.
- આપનો ઈન્તિકાલ ઈસ્વીસન ૧૯૮૫ માં ૮૨ (બ્યાંસી) વરસની ઉંમરે થયો હતો.
- આપના ઈન્તિકાલ બાદ વલસાડ નગરપાલિકાની જનરલ બોડીની સભાએ કરેલા શોક દર્શક ઠરાવમાં આપને લગતી લગભગ તમામ મહત્ત્વની બાબતોનો સમાવેશ થયલો હોવાથી તેને અહીં નકલ કરું છું.

**જનરલ બોડી ઠરાવ નંબર : ૫ / તા. ૨૭ / ૦૪ / ૧૯૮૫ ની ખરી નકલ**

વિષય : ગઈ સભાની મીનીટ્સ વંચાયેલી ગણી કન્ફર્મ કરવામાં આવી. સમગ્ર સભાની અનુમતિ લઈ પ્રમુખ શ્રીએ નીચે મુજબનો વધારાનો ઠરાવ લીધો.

**પ્રમુખ શ્રી તરફથી રજૂ થયેલો ઠરાવ**

- વલસાડ નગરપાલિકાના માજી સભ્ય અને માજી ઉપ–પ્રમુખ શ્રી ગુલામ મુહમ્મદ ફકીરભાઈ મનિયારના તા. ૧૨–૪–૮૫ ના રોજ થયેલ દુઃખદ અવસાનની આ સભા સખેદ નોંધ લે છે.
- શ્રી ગુલામ મુહમ્મદ ફકીરભાઈ મનિયાર ઈસ્વીસન ૧૯૦૩ માં જન્મી શહેરની શાળામાં શિક્ષણ મેળવી તેઓ સામાજિક પ્રવૃત્તિમાં રસ લેતા થયા હતા.
- તેઓ ઈસ્વીસન ૧૯૩૬ માં વલસાડ નગરપાલિકાના સભ્ય તરીકે ચુંટાયા હતા અને તે જ વર્ષે તેઓ વલસાડ નગરપાલિકામાં ઉપ–પ્રમુખના હોદ્દા ઉપર ચુંટાયા હતા.
- ત્યાર બાદ તેઓ ઈસ્વીસન ૧૯૪૬ સુધી વલસાડ નગરપાલિકાના સભ્ય તરીકે વિવિધ કમિટીમાં ચુંટાતા રહ્યા હતા.
- તેઓના નમ્ર અને માયાળુ સ્વભાવને લઈ તેઓ નગરજનોને ન્યાય મળે તે માટે પ્રયત્નશીલ રહેતા હતા.
- વલસાડના અગ્રગણ્ય નાગરિક તરીકે તેમણે શહેરની શૈક્ષણિક–સામાજિક અને લોકહિત અને જાગૃતિના કામોમાં અને સંસ્થાઓમાં તેઓ અગ્રસ્થાન ધરાવતા હતા.
- એની કદર રૂપે સરકારે તેમને ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે ઘણાં વરસો સુધી ચાલુ રાખી તેમનું બહુમાન કરેલ હતું.
- વલસાડ નગરપાલિકાના સભ્ય અને ઉપ–પ્રમુખ તરીકે તેમણે

સક્રીય પણે નગરજનોની તન, મન અને ધનથી સેવા કરેલ હતી.

- તેમણે યુવાશકિતને સાચું માર્ગદર્શન આપી વકતૃત્વ સ્પર્ધાઓ, શારિરીક પ્રવૃત્તિઓ માટે જુદી જુદી પ્રવૃત્તિઓ કરતા રહ્યા હતા.
- તેમને શૈક્ષણિક પ્રવૃત્તિમાં ભારે રસ હતો. જેને કારણે જ તેઓ પોતાના સમાજ અને અન્ય તમામ ધર્મના ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો અને શાળાની ફી અને અન્ય ખર્ચ તેઓ ખાનગી રીતે આપતા જેનો અનેક લોકો આજે પણ આભાર–એકરાર કરે છે.
- સામાજિક કાર્યકર્તા તરીકે તેમણે પોતાના જ નહીં તમામ વર્ગ અને ધર્મના લોકોને મદદ કરી સુંદર સેવા કરી હતી.
- તેઓ ધર્મે મુસલમાન હોવાને લઈ અંગ્રેજ સરકારે ઉશ્કેરવા કરેલા પ્રયત્નોમાં તેઓ સફળ થયા ન હતા અને ગાંધી માર્ગે ચાલી હિન્દુ–મુસલમાન વચ્ચેની કડી બનીને રહ્યા હતા.
- તેઓ તેમના જીવન પર્યંત શાંત જીવન જીવી ખુદાના પ્યારા બન્યા છે.
- તેમના આત્માને પરમ શાંતિ મળો અને તેમના કુટુંબીજનોને દુઃખ સહન કરવાની શકિત આપો એવી પરમ કૃપાળુ પરમાત્મા યાને ખુદાને પ્રાર્થના.

સૌએ ઊભા થઈ બે મિનિટ મૌન પાળ્યું.

રબર સ્ટેમ્પ

ખરી નકલ
ચીફ ઓફીસર, વલસાડ નગરપાલિકા

## [૨] બીજા નંબરના પુત્ર મુહતરમ ઈસ્માઈલભાઈ મનિયાર

- મોટા ભાઈ ગુલામ મુહમ્મદના ઈન્તિકાલના ફકત બે વરસ બાદ ઈસ્વીસન ૧૯૮૭ માં આપનો પણ ઈન્તિકાલ થઈ ગયો હતો.
- આપના પુત્ર ઈફતિખારભાઈ મનિયાર પણ વરસો સુધી વલસાડ નગરપાલિકાના સભ્ય ચુંટાયા હતા અને સ્ટેન્ડીંગ કમીટીના ચેરમેન

પણ બન્યા હતા.

- ઈસ્વીસન ૨૦૧૯ માં આપનો પણ ઈન્તિકાલ થઈ ગયો.

## [૩] સૌથી નાના પુત્ર મુહતરમ ગુલામનબીભાઈ મનિયાર

- આપે પુના (મહારાષ્ટ્ર)માં સ્થાયી થઈ વેપાર–ધંધામાં ઘણો સારો વિકાસ કરી સુંદર પ્રતિષ્ઠા મેળવી હતી.
- બન્ને મોટા ભાઈઓ કરતાં પણ ૧૦ (દસ) વરસ પહેલાં ઈસ્વીસન ૧૯૭૫ માં આપનો ઈન્તિકાલ થઈ ગયો હતો.

## [૪] ફક્ત એક જ દીકરી સુગરાબીબી

- એમના નિકાહ મનિયાર ખાનદાનમાં જ મુહતરમ ગુલામ હુસેનભાઈ મુહમ્મદ મનિયાર સાથે થયા હતા.
- એમના ત્રણ પુત્રોના નામો નીચે પ્રમાણે છે :

(૧) અસગરભાઈ (૨) અનવરભાઈ (૩) જાવિદભાઈ

- અસગરભાઈનો યુવાનીમાં જ ઈન્તિકાલ થયો હતો.
- અનવરભાઈ પોતાના પરિવાર સાથે લંડન (યૂ.કે.)માં રહે છે.
- જાવિદભાઈ પોતાના પરિવાર સાથે લેસ્ટર (યૂ.કે.)માં રહે છે.
- ગુલામ હુસૈનભાઈ અને સુગરાબીબીની એક માત્ર પુત્રીનું નામ અખ્તરબાનું છે અને પોતાના પરિવાર સાથે પુના (મહારાષ્ટ્ર)માં રહે છે.
- સમગ્ર મનિયાર ખાનદાનના પરિચય માટે એક અલગ પુસ્તક લખવાનો ઈરાદો છે. એમાં તમામની વિસ્તૃત વિગતો આવશે. ઈન્શા અલ્લાહ.



# બીજું પ્રકરણ

## હઝરત મૌલાના રઝા હુસૈન સાહબ દહેલવી બાદમાં વલસાડી રહમતુલ્લાહિ અલયહિ

### વતન

- હઝરત મૌલાના રઝા હુસૈન સાહબ (રહ.)નું મૂળ વતન દિલ્હી હતું.
- આપના જન્મની, મા–બાપની, શિક્ષણની વિગતો મળી નથી.
- દિલ્હીથી આપ વલસાડ તશરીફ લાવ્યા હતા.
- આપ વલસાડ કયારે તશરીફ લાવ્યા હતા તેની વિગતો મળી નથી.
- વલસાડની જામિઅ મસ્જિદમાં આપ પેશ ઈમામ તરીકે ખિદમત આપતા હતા.
- આપ મસ્જિદના એક હુજરામાં જ રહેતા હતા.
- આપનું પઢવાનું ખૂબ ઉમદહ હતું.
- ઉપરાંત આપ નેક, સાલિહ અને શરીઅત તથા સુન્નતના પાબંદ હતા.
- વલસાડના લોકો આપની ખૂબ ઈઝઝત કરતા હતા.
- તે ઝમાનામાં શેઠ ફકીરભાઈ મનિયાર વલસાડના હાતિમ તાઈ ગણાતા હતા.
- આલિમો, અલ્લાહવાળાઓ, દીનની ખિદમત કરનારાઓ, ગરીબો, મોહતાજો, નિરાધારોને દિલ ખોલીને આપ મદદ કરતા હતા.
- હઝરત મૌલાના રઝા હુસૈન સાહબ રહમતુલ્લાહિ અલયહિને શેઠ ફકીરભાઈ મનિયાર ખૂબ ચાહતા હતા અને મદદ પણ કરતા હતા.

### બયઅત, રિયાઝત અને શયખની સુહબત

- શેઠ ફકીરભાઈ મનિયારના આગ્રહના કારણે હઝરત મૌલાના શાહ

મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ અવારનવાર વલસાડ તશરીફ લાવતા રહેતા હતા.

- મૌલાના રઝા હુસૈન સાહબ એ દરમિયાન આપના સંપર્કમાં આવ્યા અને આપથી ખૂબ જ પ્રભાવિત થઈ આપથી બયઅત થયા.
- બયઅત થવા બાદ આપનો મોટા ભાગનો સમય મુરાકબહ અને ઈસ્તિગરાક (ઝિક્રમાં ડૂબી જવા)માં ગુઝરતો હતો.
- હઝરત વલસાડમાં હોય ત્યારે આપ સતત શયખની સુહબત અને ખિદમતમાં હાજર રહેતા હતા.
- આપ આશિકે શયખ અને આશિકે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ હતા.

## ખિલાફત અને રૂહાની ફયઝ

- આપની વિપુલ ઈબાદતો, સખત રિયાઝતો અને મુજાહદહ, ઝિક્ર અઝકારની પાબંદી, શરીઅત અને સુન્નત પર પુખ્ત અમલ, શયખે કામિલની સુહબત, નઝરે કરમ અને તવજ્જુહ તેમજ ઈશ્કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કારણે હઝરત મૌલાના રઝા હુસૈન સાહબ ટૂંક સમયમાં કામિલ, મુકમ્મલ થઈ ગયા.
- આપને કમાલાત હાસિલ થવા બાદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિએ આપને પોતાની ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા અને બીજાઓને બયઅત કરવાની ઈજાઝત આપી.
- ખિલાફત મળવા બાદ વલસાડના અને આસપાસના વિસ્તારના અસંખ્ય લોકો આપના મુરીદ થયા અને આપથી રૂહની ફયઝ હાસિલ કર્યો.

## ઈન્તિકાલ અને દફન

- હઝરત મૌલાના રઝા હુસૈન સાહબ રહમતુલ્લાહિ અલયહિએ વલસાડને જ પોતાનું વતન બનાવી લીધું હતું.

- જીવનના અંત સુધી આપે વલસાડની જામિઅ મસ્જિદમાં ઈમામતની ખિદમત આપી.
- આપના ચાહક અને મોહસિન હઝરત શેઠ ફકીરભાઈ મનિયારના ઈન્તિકાલના ફકત ચાર જ મહિના પછી ૧૪, સફર, ૧૩૫૦ હિજરીસન મુતાબિક જુલાઈ, ૧૯૩૦ માં બુધવારના દિવસે, વલસાડમાં જ આપનો ઈન્તિકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપના ઈન્તિકાલ વખતે આપના પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુ હજુ હયાત હતા.
- મોટા તાઈવાડ, વલસાડના કબ્રસ્તાનમાં શેઠ ફકીરભાઈ મનિયાર (રહ.)ની કબરથી થોડાં જ અંતરે આપને દફન કરવામાં આવ્યા.

## કબરના સિરહાને લગાવેલી તખતી અને તેનું લખાણ

આપના પીર અને મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુએ એટલી ઉમદહ આરસની તખ્તી ઉપર એટલા ઉમદહ કોતરણી કામ અને પાકા રંગથી લખાણ લખાવીને આપની કબરના સિરહાને લગાવેલી છે કે આજે ઈસ્વીસન ૨૦૧૮ માં ૮૬ (છયાંસી) વરસ જેટલો લાંબો સમય વીતી જવા છતાં તેમાં કોઈ ઝાંખપ આવી નથી ! લખાણ હજુ પણ સાફ વાંચી શકાય છે.

એ લખાણ નીચે પ્રમાણે છે :

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمُ، اِنَّهٗ هُوَ الۡغَفُوۡرُ الرَّحِيۡمُ

**રઝા હુસયન થે તાલિબે રઝાએ ખુદા વ રસૂલ,**
**સખી થે, નેક થે, આબિદ થે ઔર ફિદાએ રસૂલ.**
**મુદામ ઝાકિર વ શાગિલ, ખામોશ રહતે થે,**
**મુહિબ્બે ખુદા થે, મુહિબ્બે ઔલિયા, મુહિબ્બે રસૂલ.**
**(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)**

જનાબ રઝા હુસયન સાહબ, હનફી, નકશબંદી, મુજદ્દિદી, દહેલવી રહિમહુલ્લાહુ પેશ ઈમામ : 'જામિઅ મસ્જિદ' બલસારને ૧૪, સફર, ૧૩૫૦ હિજરીસન, યવમે શમ્બહકો વફાત પાઈ.

(જુલાઈ ૧૯૩૦ ઈસ્વીસનમાં શનિવારના દિવસે વફાત થઈ.)

**તખ્તીના લખાણની ખૂબી**

- હઝરત મૌલાના રઝા હુસયન સાહબ રહમતુલ્લાહિ અલયહિના સિરહાને લગાવેલી મજકૂર તખ્તીના લખાણના અશઆર (પંકિતઓ)માં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિની અતિ ઉચ્ચ કક્ષાની કવિત્વશકિત અને કાબિલિયત પ્રગટ થાય છે.
- આપે પોતાના ખલીફાની તમામ ખૂબીઓને ફકત ચાર જ પંકિતઓમાં જે ખૂબીથી સમાવી લીધી છે તે અદભુત અને નવાઈજનક છે.

**હઝરત મૌલાના રઝા હુસૈન રહિમહુલ્લાહુના ઈન્તિકાલ બાદ હઝરત મૌલાના હિદાયતઅલી રહિમહુલ્લાહુએ એમના એક મુરીદને લખેલા પત્રમાં એમનો ઉલ્લેખ**

- ઉપર લખ્યા પ્રમાણે હઝરત મૌલાના રઝા હુસૈન સાહબનો જૂલાઈ ૧૯૩૦ ઈસ્વીસનમાં ઈન્તિકાલ થયો હતો.
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહિમહુલ્લાહુએ 'મેઅયારુસ્સુલૂક' કિતાબ હિજરીસન ૧૩૪૫ માં એટલે કે ઈસ્વીસન ૧૯૨૬ અથવા ૧૯૨૭ માં હઝરત રઝા હુસૈન સાહબ રહિમહુલ્લાહુના ઈન્તિકાલથી ત્રણ–ચાર વરસ પહેલાં લખી હતી.
- તે ઝમાનો ખૂબ સસ્તો હોવાથી ત્યારે એ કિતાબ છપાવવાનો અંદાજે કુલ ખર્ચ ફકત ત્રણસોથી સાડા ત્રણસો રૂપિયા હતો.
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહિમહુલ્લાહુએ આ

કિતાબ છપાવવા માટે પોતાના ખાસ મુરીદો પાસે લગભગ રૂપિયા બસો ચંદો જમા કરીને એ રકમ હઝરત મૌલાના રઝા હુસૈન સાહબ રહમતુલ્લાહિ અલયહિને અમાનત તરીકે રાખવા આપી હતી. પરંતુ તેઓ વલસાડની જુમ્અહ મસ્જિદના પેશ ઈમામ તરીકે મસ્જિદના જે હુજરામાં રહેતા હતા તેમાંથી એ રકમ ચોરી થઈ ગઈ હતી.

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિએ હઝરત રઝા હુસૈન સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બાદ, પાંચ વરસ પછી, ઈસ્વીસન ૧૯૩૫ માં પોતાના એક ખાસ ખાદિમ અને મુરીદને લખેલા પત્રમાં આ બાબતનો ઉલ્લેખ કરેલો છે એટલે એ પત્રનો અંશ અહીં નકલ કરું છું.

**પત્ર**

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

મખ્દૂમી રફીકે આકિબત શાન મુહમ્મદ સાહબ.

અસ્સલામુ અલયકુમ.

આપકા મુફસ્સલ ખત આયા.

પળ્હ કર દિલકો ખૂશી, રૂહકો ફરહત હૂઈ.

મત્બઅવાલોંકે ખતમેં કુલ ખર્ચ ૩૦૬ (તીનસો છે) રૂપિયા મન્દર્જ હે. સાઢે તીનસો નહીં.

સૂરતસે પેશતર ચંદા કિતાબકે વાસ્તે ૧૦૦ (એક સો) રૂપિયા હો ચુકા થા. ઔર નીઝ બલસારસે ભી ૧૦૦ (એક સો) રૂપિયા હો ચુકા થા.

રૂપિયા અમાનતન રઝા હુસૈન સાહબ, પેશ ઈમામ, જામિઅ મસ્જિદ, બલસારકે પાસ થા.

શામતે આમાલસે ઉનકે પાસસે ૪૦૦ (ચારસો) રૂપિયાકી ચોરી હો ગઈ. ઔર ઉન બેચારોંકા ઈન્તિકાલ ભી હો ગયા. ઈસ લિએ બલસાર ઔર સૂરતવાલોંસે ઈસ ચંદેકે લિએ કહતે હૂએ હિજાબ દામનગીર હૈ.

અબ ઈસ સફરમેં જો ચંદ અહબાબ દાખિલે તરીકા હૂએ હૈં ઉનમેં ચંદ અહબાબકી હાલત બેહતર હૈ. ઉનકો દો–એક રોઝમેં ઈન્શાઅલ્લાહ લિખૂંગા. વોહ અહબાબ આપકી ખિદમતમેં જો કુછ હોગા રવાના કર દેંગે.

ઈન્શાઅલ્લાહ, હસ્બે રાય આપકી, (ઈસ) કિતાબકે મિલનેકા પતા અપના (મેરા) લિખ દૂંગા.

**હઝરતે એ પત્રમાં લખેલી કીમતી નસીહતો**

**દીનકી તરફ અકસર (મોટા ભાગે) મુસલમાનો મેં :**

- – સુસ્તી (આળસ) – તસાહુલ (ઉદાસીનતા)
  – તકાસુલ (આરામતલબી) – મન્દરાત

  લા તાઈલ (સતત) પેશ હોતે રહતે હૈં !

- **ઔર હુસૂલે દુન્યામેં (દુનિયા મેળવવામાં) :**

  ચુસ્ત, ચાબુક વ ચાલાક, હોશિયાર હૈ !
  યહ સબ હમારે આમાલકા નતીજા હૈ કે હમ,
  દુન્યાકો હસ્ત (મોજૂદ) ઔર આકિબત (આખિરત)કો નેસ્ત (મોજૂદ ન હોવાનું) સમજ રહે હૈ ! ઔર આરામ વ તકલીફે કદીમકો મુઅખ્ખર ઔર ચંદ દુન્યાકી રાહતકો, તકલીફકો મુકદ્દમ કર રહે હૈં. (આખિરતના હંમેશાના આરામ અને તકલીફને બીજું સ્થાન અને દુન્યાના થોડાં દિવસના આરામ અને તકલીફને પ્રથમ સ્થાન આપે છે.)

  ખુદાકો ઔર મોતકો ભૂલ રહે હૈં, ઔર

ઝિન્દગાની ઔર દુન્યાકો પેશે નઝર રખ રહે હૈં !
અલ્લાહ હી અપની કરીમી, રહીમીસે ચશ્મે હક પસંદી અતા ફરમાએ. આમીન !

આપ હોશિયાર રહે :

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا قُوْٓا اَنْفُسَكُمْ وَاَهْلِيْكُمْ نَارًا ط
(سورۂ تحریم:٦)

[હે ઈમાનવાળાઓ ! તમે પોતાની ઝાતને અને પોતાના ઘરવાળાઓને જહન્નમની આગથી બચાવો ! ]

મખ્દૂમી,

શામતે આમાલ યહાં તક ઝિયાદહ હો ગઈ હય કે અગર કોઈ કિસી દોસ્તે અઝીઝસે સચ્ચી, ફરાઈઝકે મુતઅલ્લિક : મસલન : નમાઝકે વાસ્તે ભી એક, દો બાર કહે તો ઉસકે કહનેકો બુરા માન કર તર્કે મુલાકાત કર લેતે હય ઔર ઉનકે હંસી–મઝાકમેં ઉનકી મા, બહનકી ગાલિયાં બાર બાર દેતેં હય તો બુરા ન માન કર તર્કે મુલાકાત નહીં કરતે !

**ઈસકે અકલે ઝાલાકા કયા ઈલાજ હય !**
**સિવાય ફઝલે ખુદાકે કોઈ ચારહ (ઉપાય) નહીં હય.**

હઝરત (શયખ) સઅદી રહિમહુલ્લાહુને સચ ફરમાયા હય :

**કસી નઝદે મન દર જહાં આકિલસ્ત,**
**ઝ ખૂદ હોશિયાર વ ઝ જહાન ગાફિલસ્ત.**

[મારા નજીક દુનિયામાં સૌથી વધારે અક્કલવાળો તે શખ્સ છે, જે પોતાની ઝાત વિષે હોશિયાર રહે છે અને દુનિયાથી ગાફિલ રહે છે.]

દુઆગો,
**મુહમ્મદ હિદાયતઅલી**
૭, જૂન, ૧૯૩૫ ઈસ્વીસન

# ત્રીજું પ્રકરણ

## હઝરત હાફિઝ કારી મુહમ્મદ ઈદ્રીસ સાહબ લખનવી બાદમાં વલસાડી રહિમહુલ્લાહ

### જન્મ, વતન, વાલિદ અને ખાનદાન

- હઝરત હાફિઝ કારી મુહમ્મદ ઈદ્રીસ સાહબ રહિમહુલ્લાહુનો મુબારક જન્મ ગાલિબન (એક અનુમાન મુજબ) હિજરીસન ૧૩૩૪ મુતાબિક ઈસ્વીસન ૧૯૧૫ માં લખનવ (યૂ.પી.)માં થયો હતો.
- એટલે આપનું મૂળ વતન લખનવ (યૂ.પી.) હતું.
- આપનું નામ મુહમ્મદ ઈદ્રીસ રાખવામાં આવ્યું.
- આપના વાલિદ સાહબનું નામ મુહતરમ કારી મુહમ્મદ સાલિહ સાહબ હતું.
- આપના વાલિદ સાહબ પોતાના સમયમાં હિન્દુસ્તાનના ટોચના પ્રખર તેમજ ખૂબ જ મધૂર કિરાઅત કરનારા કારીઓમાં ગણાતા હતા.
- આપનું પૂરું ખાનદાન કુર્આન શરીફની ખિદમતમાં અને પઢવા–પઢાવવામાં તેમજ હિફઝ અને કિરાઅતમાં તથા તજવીદમાં મશગૂલ અને મશહૂર હતું.

### આઠ વરસના બાળક મુહમ્મદ ઈદ્રીસ પ્રખર હાફિઝ અને કારી બની ગયા !

- બાળક મુહમ્મદ ઈદ્રીસની યાદશકિત ખૂબ તેઝ હતી.
- આપને કુર્આને કરીમથી કુદરતી ખૂબ લગાવ હતો.
- આપના વાલિદ સાહબ અને પૂરું ખાનદાન કુર્આન શરીફનું આશિક હતું.

- ઘરનું અને પૂરા ખાનદાનનું વાતાવરણ (માહોલ) પણ કુર્આનમય હતું.
- એટલે બાળક મુહમ્મદ ઈદ્રીસ પણ કુર્આન શરીફને હિફઝ કરવા માટે રાત–દિવસ તનતોડ મહેનત કરતા હતા.
- એટલે અલ્લાહ તઆલાના ફઝલો કરમથી બાળક મુહમ્મદ ઈદ્રીસ ફકત આઠ વરસની નાની ઉંમરે પ્રખર હાફિઝ અને કારી બની ગયા.
- આપની કિરાઅતમાં એટલી મધૂરતા અને આકર્ષણ હતા કે આપની કિરાઅત સાંભળવા માટે લોકો પતંગિયાની જેમ આપની ફરતે જમા થઈ જતા હતા.

**હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિના વાલિદ સાહબ અને પૂરું ખાનદાન હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિનું મુરીદ હતું**

- લખનવ, કાનપૂર વગેરે શહેરો અને ગામોમાં બલકે આખા યૂ.પી. રાજયમાં હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિના સેંકડો મુરીદો હતા.
- એટલે હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ મજકૂર શહેરોમાં પોતાના મુરીદોને મળવા અને તેમને ઘર બેઠાં રૂહાની ફૈઝ પહોંચાડવા માટે વારંવાર તશરીફ લઈ જતા હતા.
- હઝરત કારી સાહબના વાલિદ સાહબ અને ખાનદાન સાથે પણ આપને ગાઢ સંબંધ હતો બલકે અનુમાન તો એવું છે કે પૂરું ખાનદાન આપથી બયઅત થયું હતું.

**હઝરત કારી સાહબનો ચંચળ સ્વભાવ એમને કયાંય સ્થિર થવા દેતો ન હતો**

- કારી સાહબ યુવાન થતાં જ એમના વાલિદ સાહબે, એમને અનેક ગામોની અનેક મસ્જિદોના ઈમામ અને મદ્રસહના મુદર્રિસ તરીકે

રખાવ્યા.

- કારી સાહબનું પઢવાનું ઘણું ઉમદહ અને મધૂર, ખૂશ ઈલહાન હોવાથી અને બાળકોને દીની ઈલ્મ શિખવવાની અલ્લાહે આપને ઉમદહ સલાહિયત આપેલી હોવાથી, દરેક જગાના લોકો આપને ખૂબ પસંદ કરતા હતા અને તેઓ કાયમ માટે તેમના ત્યાં રહે એવું ચાહતા હતા.
- પરંતુ કારી સાહબનો ચંચળ સ્વભાવ એમને કયાંય, અમુક મહિનાથી વધારે થોભવા દેતો ન હતો.
- ટૂંક સમયમાં તો ન જાણે કેટલિયે ગામોની મસ્જિદો અને મદ્રસાઓ આપ બદલી ચુકયા હશે !
- આપના વાલિદ સાહબ પણ આપના આ ચંચળ સ્વભાવથી ખૂબ પરેશાન હતા.

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ કારી સાહબને વલસાડ લાવ્યા

- હંમેશ મુજબ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ લખનવ દવરા પર ગયા ત્યારે કારી સાહબના વાલિદ સાહબે હઝરતને કારી સાહબના ચંચળ સ્વભાવની અને પોતાની પરેશાનીની વાત કરી.
- લખનવ આવવા પહેલાં હઝરત વલસાડ તશરીફ લાવ્યા હતા ત્યારે મોટા તાઈવાડની મસ્જિદ માટે કોઈ ખૂશ ઈલહાન હાફિઝ અને કારીને મેળવી આપવા માટે ટ્રસ્ટીઓએ હઝરતને ગુઝારિશ કરી હતી.
- એટલે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ કારી મુહમ્મદ ઈદ્રીસ સાહબને લખનવથી વલસાડ લાવ્યા.
- કારી મુહમ્મદ ઈદ્રીસ સાહબ લખનવથી વલસાડ સૌથી પ્રથમ કઈ સાલમાં તશરીફ લાવ્યા હતા તે બાબતમાં થોડો મતભેદ છે.
- વલસાડના મોટી ઉંમરના કેટલાક લોકોનું કહેવું છે કે કારી સાહબ

ઈસ્વીસન ૧૯૩૫ માં માત્ર ૨૦ વરસની ઉંમરે તશરીફ લાવ્યા હતા.

- કેટલાકનું કહેવું છે કે આપ ઈસ્વીસન ૧૯૪૦ માં ૨૫ વરસની ઉંમરે વલસાડ તશરીફ લાવ્યા હતા. અલ્લાહ તઆલા બેહતર જાણનાર છે.
- વલસાડમાં મોટા તાઈવાડમાં ઘડોચી મહોલ્લાની મસ્જિદમાં પેશ ઈમામ તરીકે અને મકતબમાં મુદર્રિસ તરીકેની ખિદમત કારી સાહબને સોંપવામાં આવી.
- આ નાચીઝ લેખક અબ્દુલકાદિર ફાતીવાલાનો જન્મ ઈસ્વીસન ૧૯૩૭ (ઓગણીસો સાડત્રીસ)માં થયો હતો એટલે તે વખતે હું બાળક હતો અને મને મદ્રસહમાં મુહતરમ કારી સાહબ પાસે નાઝિરહ કુર્આન શરીફ પઢવાની ખૂશનસીબી હાસિલ થઈ હતી.
- ઈસ્વીસન ૨૦૦૭ માં આપની જનાઝહની નમાઝ પઢાવવાની સઆદત પણ હાસિલ થઈ હતી અને
- હવે આપનું જીવનચરિત્ર લખવાનું સદભાગ્ય પણ પ્રાપ્ત થયું છે. અલ્હમ્દુલિલ્લાહ !

## હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ની દુઆથી હઝરત કારી સાહબ વલસાડમાં સ્થિર થઈ ગયા !

હઝરત કારી સાહબ રહિમહુલ્લાહુના વલસાડ તશરીફ લાવવા બાદ કેટલાક સમયગાળા પછી હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુ ફરી પાછા વલસાડ તશરીફ લાવ્યા.

આપ વલસાડમાં મહિનો, દોઢ મહિનો રોકાતા હતા. પેલી તરફ લખનૌમાં હઝરત કારી સાહબના વાલિદ સાહબ મુહતરમ હાફિઝ કારી મુહમ્મદ સાલિહ સાહબને જાણ થઈ કે હઝરત વલસાડ તશરીફ લઈ ગયા છે. આપ પોતાના સાહબઝાદાના ચંચળ સ્વભાવથી સારી રીતે વાકિફ હતા. આપ ચિંતાતુર હતા કે અલ્લાહ ન કરે ને જો કારી સાહબ વલસાડથી પણ નોકરી છોડીને ચાલ્યા આવશે તો

હઝરતને રંજ થશે જે આપના હકમાં બહેતર ન હશે.

લખનૌથી આપે વલસાડ કારી સાહબને પત્ર લખ્યો. તેમણે લખ્યું કે :

"મને જાણવા મળ્યું છે કે હઝરત વલસાડ તશરીફ લાવ્યા છે. તમે હઝરતને મારા સલામ કહો અને મારા વતી અરજ કરો કે હઝરત તમારા માટે દુઆ ફરમાવે કે તમે વલસાડમાં સ્થિર થઈ જાઓ અને ટકી જાઓ !"

વલસાડના રોકાણ દરમિયાન દરરોજ અસરની નમાઝ બાદ કેટલાક માઈલ ચાલવાનો દાદા હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિનો નિયમ હતો. કેટલીક વખત આપ તિથલ દરિયા કિનારા તરફ ચાર કિ.મી. ચાલતા–જતા અને પાછા આવતા. કેટલીક વખત રેલ્વે સ્ટેશન તરફ જતા અને ફરીને પાછા આવતા હતા.

આપની ચાલવાની ઝડપ એટલી તેઝ હતી કે સાથે જનારાઓએ તો લગભગ દોડવું પડતું હતું !

હઝરત કારી સાહબ રહિમહુલ્લાહુનું પોતાનું બયાન છે કે :

"એક દિવસે અસરની નમાઝ બાદ હઝરત ફરવા નીકળ્યા હતા. વલસાડમાં અત્યારે જેને આઝાદ ચોક, નવબત્તી વિસ્તાર કહે છે ત્યાંથી વલસાડ સ્ટેશન તરફના રસ્તાનો ટેકરો હઝરત ચઢતા હતા. હું પાછળ ચાલતો હતો. મને વાલિદ સાહબનો પત્ર યાદ આવ્યો. હું ખૂબ જ ઝડપથી ચાલીને હઝરતની સાથે થઈ ગયો અને મેં આપને વાલિદ સાહબના સલામ અર્ઝ કર્યા અને વાલિદ સાહબે જે દુઆ માટે દરખાસ્ત કરી હતી તે વાત કરી. મારી વાત સાંભળીને હઝરત ફકત મુસ્કુરાયા !

હઝરતની દુઆ અને તવજ્જુહની એ અસર અને મકબૂલિયત

થઈ છે કે તે દિવસ પછી મને વલસાડ છોડીને કયાંય જવાનું મન જ થતું નથી ! વલસાડ આવ્યાના અરધી સદી કરતાંયે વધારે વરસોના આ લાંબા સમયગાળામાં એક–બે વખત તો એવું પણ બન્યું છે કે, વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ અને ઘરવાળાઓની ફકત મુલાકાતની નિય્યતથી વલસાડથી ટ્રેઈનમાં હું લખનૌ જવા રવાના થયો છું પરંતુ સફરમાં અરધા રસ્તે દિલમાં એવી બેચેની અને અકળામણ અનુભવી કે અરધી સફરમાં જ લખનૌ જતી ટ્રેઈનમાંથી ઉતરીને વલસાડ આવતી ટ્રેઈન પકડીને હું ફરી પાછો વલસાડ આવી ગયો છું ! ”

**દારુલ્ ઉલૂમોમાં જવાનો પણ હઝરત કારી સાહબે ઇન્કાર કર્યો**

હઝરત કારી સાહબ મવસૂફનું પઢવાનું ઘણું ઉમદહ અને મધુર તથા આકર્ષક હતું ઉપરાંત કિર્અત તથા તજવીદ શાસ્ત્રના પણ આપ નિષ્ણાત અને અભ્યાસુ હોવાથી ગુજરાતના કેટલાક દારુલ્ ઉલૂમોના મુહતમિમ સાહિબોની નજર પણ આપ પર પડી હતી.

રાંદેરના સદી વિતાવી ચુકેલા પ્રખ્યાત દારુલ્ ઉલૂમ અશરફિયહના મર્હૂમ મુહતમિમ સાહેબ હઝરત મૌલાના મુફતી અહમદ અશરફ રાંદેરી સાહબ રહિમહુલ્લાહુએ પોતે આ નાચીઝ લેખકને પત્ર લખ્યો હતો કે મુહતરમ કારી સાહબને વાત કરશો, જો તેઓ રાજી હોય તો તેમને દારુલ્ ઉલૂમ અશરફિયહ, રાંદેરમાં રાખવાનો મારો ઈરાદો છે.

આ નાચીઝે હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિને આ વિષે વાત કરી પરંતુ આપ કોઈ પણ રીતે વલસાડ છોડવા રાજી ન હતા.

**આપ લખનવી મટીને વલસાડી બની ગયા!**

☐ લખનૌના ઉચ્ચ કક્ષાના સુસંસ્કારી અને દીની વાતાવરણમાં

આપનો ઉછેર થયો હતો.

- આપની ભાષા ઉચ્ચ કક્ષાની સુમધુર અને શિષ્ટ તેમજ લખનવી લહેકાવાળી ઉર્દૂ ભાષા હતી.
- આપ દીની તથા ઈલ્મી ખાનદાનના નબીરા હતા.
- આપનો પોષાક, રહેણી-કરણી બધું જ લખનવી શૈલીનું હતું !

અને વલસાડમાં બધું જ એનાથી વિરુદ્ધ અને વિપરિત હતું !
છતાં જે કયાંય ટકતા ન હતા,
કયાંય સ્થિર થતા ન હતા,

એવા ચંચળ સ્વભાવના કારી સાહબ વલસાડમાં એક-બે વરસ નહિ બલકે અરધી સદી કરતાંયે વધારે વરસોથી વલસાડમાં ટકી ગયા ! વલસાડમાં સ્થિર થઈ ગયા ! વલસાડ નિવાસી બની ગયા !

આપે શાદી પણ વલસાડમાં જ કરી !
આપે મકાન પણ વલસાડમાં જ બનાવ્યું !
આપે પોતાની બે પુત્રીઓને પણ વલસાડમાં જ પરણાવી !
આપે પોતાના મુંહબોલા પુત્રની શાદી પણ વલસાડમાં જ કરી.
આપ લખનવી મટીને વલસાડી બની ગયા !
આપનો ઈન્તિકાલ પણ વલસાડમાં જ થયો.
આપ દફન પણ વલસાડમાં જ થયા !

આ સમગ્ર માનસિક પરિવર્તનનું રહસ્ય એક જ છે,
દાદા હઝરત સાહબ રહિમહુલ્લાહુની દુઆ અને તવજ્જુહ !

**બદલ દેતી હે કિસ્મત કો, દુઆ રોશન ઝમીરોં કી !**

**<u>તરાવીહમાં હઝરત કારી સાહબની કિરાઅત સાંભળવા માટે દૂર દૂરથી લોકો મોટા તાઈવાડ આવતા હતા</u>**

આપના અવાજની મીઠાશ, કુર્આન શરીફ પઢવાની આપની

અનોખી શૈલી અને રવાનીના કારણે રમઝાન મુબારકમાં તરાવીહમાં આપથી કુર્આન શરીફ સાંભળવા માટે વલસાડના દૂર દૂરના વિસ્તારોમાંથી લોકો અહીં મોટા તાઈવાડ આવતા હતા. આપની મસ્જિદમાં ઈશા વખતે એક અજીબ કૈફિયત છવાઈ જતી હતી અને નૂરાની વાતાવરણ થઈ જતું હતુ ! લોકોનાં દિલ અને દિમાગ મસ્ત થઈ જતા હતા !

વૃદ્ધાવસ્થાની અશકિતના કારણે અને કુદરતી દાંતોના બદલે કૃત્રિમ ચોકઠાં વડે શબ્દોના સહીહ ઉચ્ચારમાં મુશ્કેલીના કારણે છેલ્લા કેટલાક વરસો આપે તરાવીહ પઢાવી ન હતી.

**દર વરસે ૨૭ મી રમઝાન પછી હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિને તરાવીહમાં કુર્આન શરીફ સંભળાવવા માટે હઝરત કારી સાહબ જયપૂર તશરીફ લઈ જતા હતા**

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) અને
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહિમહુલ્લાહુ

બન્ને બુઝુર્ગોને હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિનું કુર્આન શરીફ પઢવું ઘણું પસંદ હતું. બન્ને બુઝુર્ગો પોતાની હયાતીમાં હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિને રમઝાન મુબારકમાં કુર્આન શરીફ સંભળાવવા માટે આગ્રહપૂર્વક જયપૂર બોલાવતા હતા.

દર વરસે હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિનો નિયમ હતો કે આપ રમઝાન મુબારકની ૨૭ (સત્તાવીસ)મી તારીખે વલસાડમાં તરાવીહમાં કુર્આન શરીફ ખત્મ ફરમાવતા હતા અને તે જ રાતે ટ્રેઈનથી જયપુર જવા રવાના થઈ જતા હતા. ટ્રેઈનની ટિકિટ અગાઉથી રિઝર્વ કરાવી લેતા હતા.

જયપૂર પહોંચીને આપ રમઝાન મુબારકના છેલ્લા બે કે ત્રણ

દિવસમાં આખું કુર્આન શરીફ દાદા હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિને અને તેમના ઈન્તિકાલ પછી હઝરત અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિને સંભળાવતા હતા. સફરના સાથી તરીકે આપ પોતાની સાથે નાયબ (છોટે) ઈમામ મુહતરમ હાફિઝ ઈબ્રાહીમભાઈ ઈસબ (ભરૂચા)ને પણ લઈ જતા હતા.

હઝરત કારી સાહબની કિરાઅતમાં કેવી લિઝ્ઝત હતી એ તો જેણે આપની કિરાઅત સાંભળી હોય તે જ સમજી શકે !

**લુત્ફે મય તુઝસે કયા કહૂં ઝાહિદ,**
**હાય કમબખ્ત, તું ને પી હી નહીં !**

**કુર્આનમય કારી સાહબ**

હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિનું સમગ્ર અસ્તિત્વ જાણે કુર્આનમય થઈ ગયું હોય એવું લાગતું હતું !

આપને કોઈ પણ સમયે જુઓ,
આપને કોઈ પણ હાલતમાં જુઓ,
ચાલતા–ફરતા, ઊઠતા–બેસતા,
દરેક હાલતમાં આપની ઝબાન પર કુર્આન શરીફની તિલાવત ચાલુ હોવાનું જોવામાં આવતું !

જાણે અલ્લાહ તઆલાનો હુકમ :

**'ફઝ્કુરૂલ્લા–હ કિયામંવ્ વ કુઊદંવ્ વ અલા જુનૂબિકુમ.'**

અલ્લાહ તઆલાનો ઝિક્ર કરો ઊભા ઊભા, બેઠાં બેઠાં, સૂતાં સૂતાં (દરેક હાલતમાં) [સૂરએ 'નિસાઅ' : ૧૦૩]

નો સાક્ષાત અમલી નમૂનો એટલે હઝરત કારી સાહબ (રહ.) !

અને હઝરત કારી સાહબ રહિમહુલ્લાહુનું મગજ જાણે કોમ્પ્યુટર

હોય અને તેમાં કુર્આન શરીફનો પ્રોગ્રામ લોડ કરેલો હોય તેવું લાગે !

કોમ્પ્યુટરની કી દબાવતાં જ માંગેલી માહિતી સ્ક્રીન ઉપર બતાવે તેમ હઝરત કારી સાહબને કુર્આન શરીફની કોઈ પણ આયતનો હવાલો પૂછો, આપ તત્કાળ એક પણ પળના વિલંબ વગર, બતાવી દેશે ! આ મારો અનેક વખત પોતાનો અનુભવ છે.

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ

- કારી સાહબને વલસાડ લાવ્યા પછી, આશરે ૧૦–૧૫ વરસ પછી હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિનો જયપૂરમાં ૧૭, જમાદિલ આખર, ૧૩૭૦ હિજરીસન મુતાબિક ૨૬, જૂન, ૧૯૫૧ ઈસ્વીસનના રોજ લગભગ ૧૦૦ (એકસો) વરસની ઉંમરે ઈન્તિકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપનો મઝારે મુબારક જયપૂરમાં ઘાટ દરવાજા નજીક, શાહજીના કબ્રસ્તાનમાં આપના પીરો મુરશિદ હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ (રહ.)ના મઝારે મુબારકની બાજુમાં, પશ્ચિમ દિશા તરફ છે.
- આપના મઝારે મુબારક પર નીચે પ્રમાણે તારીખનો કત્અહ લખવામાં આવેલો છે :

**ઈલ્મે બાતિનકા ખઝાના લૂટ ગયા,**
**આહ ! વહ મૌલાકા ઈન્આમ ઊઠ ગયા;**
**હાતિફે ગયબીને 'ફાઈઝ'સે કહા,**
**હસરતા ! એક કુતુબે ઈસ્લામ ઊઠ ગયા.**

- 'કુતુબે ઈસ્લામ' શબ્દોના અદદ ૧૩૭૦ (ઈન્તિકાલનું હિજરીસન) થાય છે.
- તારીખનો મશહૂર કત્અહ (શેર) હઝરતના આલિમ, શાઈર અને

મહાવિદ્વાન લેખક સાહબઝાદહ પ્રોફેસર અબ્દુલ હય 'ફાઈઝ' સાહબે લખ્યો હતો. આપનું તખલ્લુસ 'ફાઈઝ' હતું.

## હઝરત મૌલાના હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિની વસિયત : 'મારા પછી મારો અબ્દુર્રહીમ છે'

- હઝરત મૌલાના હિદાયતઅલી સાહબના ઈન્તિકાલ વખતે આપના ચાર પુખ્તવયના વિદ્વાન સાહબઝાદાઓ હયાત હતા.
- એ ચાર પૈકી બે નિષ્ણાત હકીમ હતા અને બે પ્રોફેસર, લેખક અને શાઈર હતા.
- એમના નામો નીચે પ્રમાણે છે :

(૧) હકીમ અલતાફઅલી ખાન (હઝરત મૌલાના અબ્દુર્રહીમ સાહબના વાલિદ)

(૨) હકીમ શવકતઅલી ખાન

(૩) પ્રોફેસર મૌલાના અબ્દુલ હય 'ફાઈઝ' સાહબ.
આપનું કવિ તરીકે તખલ્લુસ 'ફાઈઝ' હતું.

(૪) પ્રોફેસર મુહમ્મદ અબ્દુલ કય્યૂમ 'નાતિક' ('નાતિક' આપનું કવિ તરીકે તખલ્લુસ હતું)

- આવા ચાર પ્રખર વિદ્વાન સાહબઝાદાઓ હયાત હોવા છતાં તેમાંથી કોઈને હઝરતે પોતાની જાનશીની આપવાના બદલે પોતાના યુવાન પૌત્ર, મૌલાના અબ્દુર્રહીમ સાહબને પોતાના જાનશીન તરીકે પસંદ કર્યા.
- ઈન્તિકાલના લગભગ એક વરસ પહેલાં આપના એક ખાસ અઝીઝ મુહતરમ સાલિહખાન બેલીમ, ખેરાલુવાલાએ, હરસોલમાં હઝરતને એમના ભાવિ જાનશીન વિષે પૂછયું.
- તે વખતે આપના બીજા ખાસ અઝીઝો :
મુહતરમ હાજી મહમદભાઈ ચાંદજી,

મુહતરમ ઈબ્રાહીમભાઈ હરસોલવાલા
તથા બીજા પણ અનેક મુરીદો હાજર હતા.

બધાંની હાજરીમાં હઝરતે ફરમાવ્યું કે :

“મારા પછી મારો અબ્દુર્રહીમ છે.’

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિની પોતાના જાનશીન તરીકેની આ પસંદગીથી :
  - હઝરત મૌલાના અબ્દુર્રહીમ સાહબની અતિ ઉચ્ચ કાબિલિયત અને યોગ્યતા તેમજ લાયકાત અને
  - આપના અતિ બુલંદ રૂહાની મકામ સાબિત થાય છે.

**હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ રહમતુલ્લાહિ અલયહિની જાનશીન તરીકે દસ્તારબંદી**

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિના જનાઝહમાં શરીક થવા માટે દેશ–વિદેશથી હઝારો અકીદતમંદો અને ચાહકો જયપૂર આવ્યા હતા.
- દફન બાદ હિદાયત મસ્જિદ, હાલૂકાન સ્ટ્રીટ, જયપૂરમાં ઈસાલે સવાબ અને તઅઝિયતની મજલિસમાં એ તમામ લોકો શરીક થયા.
- એ મજલિસમાં હઝરતના સાહબઝાદહ પ્રોફેસર, મૌલાના અબ્દુલ હય ‘ફાઈઝ’ સાહબે પોતાના વાલિદ સાહબની વસિયત પ્રમાણે હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબને જાનશીન તરીકે દસ્તારબંદી કરી.
- એ વખતે હઝરત અબ્દુર્રહીમ સાહબની ઉંમર ફકત ૩૨ (બત્રીસ) વરસ હતી.

**દાદા સાહબ (રહ.)ની ખાસ નિસબત હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબને મળ્યાની સાબિતી**

• મશાઈખની એક ખાસ રૂહાની નિસબત હોય છે.

• શયખના ઈન્તિકાલ વખતે એ નિસબત આપના જાનશીનમાં ચાલી જાય છે.

• એ ખાસ રૂહાની નિસબત મળવા પછી, એ જાનશીન હૂ–બ–હૂ પોતાના શયખના જેવો થઈ જાય છે.

• જાનશીન થવા બાદ, કેટલાક દિવસો પછી હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ કાનપૂર તશરીફ લઈ ગયા અને ત્યાં મસ્જિદમાં કિયામ ફરમાવ્યો.

• હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ના મહાન ખલીફા હઝરત મૌલાના મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ (રહ.) પોતાના વતન ભરોટીયાથી કાનપૂર તશરીફ લાવ્યા.

• આપ જયારે મસ્જિદમાં તશરીફ લઈ ગયા તો આપે જોયું કે મસ્જિદમાં હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) નહિ, બલકે ખૂદ હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી (રહ.) બેઠાં છે.

• આ જોઈને આપને ખાતરી થઈ ગઈ કે દાદા હઝરત રહમતુલ્લાહિ અલયહિની ખાસ નિસબત હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિને મળી છે.

• હઝરત મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ ઉંમરમાં ઘણાં મોટા અને પીરભાઈ હોવા છતાં તે દિવસથી હઝરત મૌલાના મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખાદિમ બની ગયા.

• હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિના અતિ બુલંદ મકામનો એનાથી અંદાઝો થઈ શકે છે.

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ના ઈન્તિકાલ બાદ વલસાડના મુહતરમ મુહમ્મદભાઈ કડક સાથે જયપૂરમાં બનેલો એક અદભુત બનાવ

દાદા હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિના વલસાડના એક ખાસ મુરીદ અને ખાદિમ, મુહતરમ મુહમ્મદભાઈ કડકે આ નાચીઝ લેખક અબ્દુલકાદિર ફાતીવાલાને પોતે ફરમાવ્યું હતું કે :

- હઝરતના ઈન્તિકાલના કેટલાક મહિના બાદ હું જયપૂર ગયો હતો.
- હિદાયત મસ્જિદની બાજુમાં, માળ ઉપર મહેમાનખાનામાં રાતે હું સૂતો હતો ત્યારે મને ગુસલની હાજત થઈ.
- જયપૂર (રાજસ્થાન)ની હાડકાંને ઠિજાવી દે તેવી સખત ઠંડી હતી !
- આવી સખત ઠંડીમાં રાતે ઠંડા પાણીથી ગુસલ કેવી રીતે કરવું ? ચિંતાએ મનને ઘેરી લીધું.
- ચાલ, નીચે તો જાઉં, અલ્લાહ તઆલા કોઈ ઈન્તિઝામ ફરમાવશે. એવું વિચારીને હું ઉઠયો અને નીચે જવા માટે દાદરના પગથિયાં ઉતરવા માંડયો.
- એકાએક મેં જોયું કે નીચે દાદરના છેલ્લા પગથિયાં પાસે હઝરત સાહબ ઊભા છે ! અને મને સંબોધીને ફરમાવે છે :

  “મુહમ્મદભાઈ ! આવો ! ગુસલખાનામાં ગરમ પાણી, સાબૂ, ટુવાલ... વગેરે મૂકેલું છે. તમે ગુસલ કરી લો ! ”

  મુહતરમ મુહમ્મદભાઈ કડકે આગળ ફરમાવ્યું કે :

  “મારા મગજ પર ગુસલની ચિંતા એવી સવાર હતી કે, હું તે વખતે બીજું કંઈ પણ વિચારવા વગર, ઝડપથી ગુસલખાનામાં ચાલ્યો ગયો.

  ત્યાં ખરેખર ગરમ પાણી, સાબૂ, ટુવાલ... વગેરે બધું જ તૈયાર મૂકેલું હતું !

  ગુસલ કરતાં કરતાં એકદમ મને વિચાર આવ્યો કે :

  હઝરત સાહબનો તો ઈન્તિકાલ થઈ ગયો છે ! તો આપ અહીં કેવી રીતે હોઈ શકે ? !

ઝડપથી ગુસલથી ફારિગ થઈને, હઝરત સાહબની મુલાકાત કરવા માટે ગુસલખાનામાંથી બહાર આવ્યો તો ત્યાં કોઈ મોજૂદ ન હતું ! ”

મને (અબ્દુલકાદિર ફાતીવાલાને) આ બનાવ જણાવ્યા પછી જયારે હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ વલસાડ તશરીફ લાવ્યા હતા ત્યારે મુહતરમ મુહમ્મદભાઈ કડકે પોતે હઝરતને પણ મારી રૂબરૂ આ બનાવની વાત કરી હતી.

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિની વલસાડની મુલાકાતો

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) પણ પોતાના દાદા સાહબ (રહ.)ના નકશે કદમ પર ચાલનારા બુઝુર્ગ હતા.
- ઈસ્વીસન ૧૯૫૧ માં જાનશીન થવા બાદ આપ પણ થોડાં થોડાં સમયના અંતરે વલસાડ તશરીફ લાવતા હતા અને અનુકૂળતા પ્રમાણે ૧૦, ૨૦ દિવસ અહીં રોકાતા હતા.
- આપ પોતાનો બિસ્તરો પોતાની સાથે લાવતા હતા અને આપનો ઉતારો પણ વલસાડની મોટા તાઈવાડની ઉમર ફળિયા મસ્જિદમાં રહેતો હતો.
- દાદા સાહબ રહમતુલ્લાહિ અલયહિના મઅમૂલ (નિયમ) પ્રમાણે જ દરરોજ આપની પણ ઝિક્ર અને બયાનની મજલિસો થતી રહેતી હતી. અસંખ્ય લોકો આપથી બયઅત થયા અને રૂહાની ફૈઝ મેળવ્યો.

## હઝરત કારી સાહબ પણ આપ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા

- હઝરત કારી સાહબના વાલિદ સાહબ તથા લખનવનું એમનું આખું ખાનદાન હઝરત દાદા પીર રહમતુલ્લાહિ અલયહિથી બયઅત હતું એટલે વલસાડ આવવા પહેલાં જ કારી સાહબ પણ આપથી

બયઅત થઈ ગયા હતા.

- કારી સાહબ ઈસ્વીસન ૧૯૩૫ અથવા ૧૯૪૦ માં વલસાડ તશરીફ લાવ્યા ત્યારથી ઈસ્વીસન ૧૯૫૧ માં દાદા હઝરત સાહબના ઈન્તિકાલ સુધી લગભગ ૧૫ (પંદર) વરસ કારી સાહબે દાદા હઝરતથી રૂહાની ફૈઝ મેળવ્યો.
- ઈસ્વીસન ૧૯૫૧ માં હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ દાદા હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિના જાનશીન થયા.
- કારી સાહબ આપના અતિ બુલંદ રૂહાની મકામથી વાકિફ હતા.
- ઉપરાંત તે વખતે કારી સાહબ ૩૬ વરસના યુવાન હતા.
- એટલે આપ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થઈ ગયા.

## હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ત્રણ મહાન બુઝુર્ગોથી રૂહાની ફયઝ મેળવ્યો

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહિમહુલ્લાહ
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.)

એમ ત્રણ મહાન બુઝુર્ગોથી વરસો સુધી રૂહાની ફયઝ મેળવવાની હઝરત કારી સાહબ (રહ.)ને અલ્લાહે સઆદત નસીબ ફરમાવી હતી.

એની વિગતો નીચે પ્રમાણે છે :

(૧) હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)નો ઈસ્વીસન ૧૯૫૧ માં ઈન્તિકાલ થયો ત્યાં સુધી કેટલાયે વરસો સુધી હઝરત કારી સાહબ (રહ.)એ તેમનાથી રૂહાની ફયઝ મેળવ્યો.

(૨) • હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબનો ઈસ્વીસન ૧૯૯૪ માં ઈન્તિકાલ થયો ત્યાં સુધી લગભગ ૪૩

વરસ સુધી કારી સાહબે આપથી રૂહાની ફૈઝ મેળવ્યો એટલું જ નહિ બલકે આપની ખિલાફતની મહાન સઆદતથી પણ આપ મુશર્રફ થયા. એની વિગતો ઈન્શા અલ્લાહ આગળ આવશે.

- હઝરત સાહબ (રહ.) પણ કારી સાહબને ખૂબ ચાહતા હતા.
- એમની ખૂશ ઈલહાન, મધૂર કિરાઅતના હઝરત પણ આશિક હતના એટલે દાદા પીર (રહ.)ની જેમ આપ પણ કારી સાહબને દર વરસે રમઝાન મુબારકના આખરી દિવસોમાં તરાવીહમાં કુર્આન શરીફ સંભળાવવા માટે જયપૂર બોલાવતા હતા.

(૩) • ઈસ્વીસન ૧૯૯૪ માં હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમ જાનશીન થયા.

- કારી સાહબનો ઈન્તિકાલ ઈસ્વીસન ૨૦૦૭ માં આશરે ૯૨ (બાણું) વરસની ઉંમરે વલસાડમાં જ થયો હતો.
- એટલે ઈસ્વીસન ૧૯૯૪ થી ઈસ્વીસન ૨૦૦૭ સુધી ૧૩ (તેર) વરસ આપે હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમથી ફૈઝ મેળવ્યો.
- એટલે કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિને એક પછી એક ત્રણ મહાન બુઝુર્ગોથી વરસો સુધી રૂહાની ફૈઝ મેળવવાની સઆદત હાસિલ થઈ.
- તો કારી સાહબની રૂહાની તરક્કી કેટલા બુલંદ દરજજા અને મકામ સુધી થઈ હશે તેનો અંદાઝો આપણી પામર બુદ્ધિ શું લગાવી શકે !

## જનાબ જાવીદભાઈ મનિયાર પાસે જાણવા મળેલા હઝરત મૌલાના શાહ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિની કરામતો અને કશ્ફના કેટલાક બનાવો

વલસાડના મર્હૂમ શેઠ ફકીરભાઈ મનિયાર રહમતુલ્લાહિ અલયહિના નવાસા જનાબ જાવીદભાઈ ગુલામ હુસૈન મનિયાર, જેઓ લેસ્ટર (યુ.કે.)માં સ્થાયી થયેલા છે તેઓ તા. ૨–૧–૨૦૦૯, ૪, મુહર્રમ, ૧૪૩૦, જુમ્અહના દિવસે સાંજે ૪–૩૦ કલાકે, વલસાડ મારા ઘરે તશરીફ લાવ્યા. તેમણે હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિ વિષે કહેલા કેટલાક બનાવો મેં લખી લીધા હતા જે નીચે પ્રમાણે છે.

## ઈન્તિકાલ પછી તશરીફ લાવવાનો બનાવ

વલસાડના એક અગ્રણી પારસી ગૃહસ્થ દાલીભાઈ જહાંગીર દસ્તૂરે જાવીદભાઈને પોતે કહેલો એક બનાવ આ પ્રમાણે છે :

વલસાડમાં મોટા તાઈવાડના કબ્રસ્તાન નજીક આવેલી મશહૂર શેરન શાહની દરગાહના ચોગાનમાં દાલીભાઈ બાંકડા ઉપર બેઠા હતા. અચાનક એક રીક્ષા આવી. તેમાંથી હઝરત અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ નીચે ઉતર્યા. દાલીભાઈ હઝરત અબ્દુર્રહીમ સાહબ રહિમહુલ્લાહુના ખાસ ચાહક અને અકીદતમંદ હતા. ઘણીવાર જયપૂર પણ ગયા હતા. હઝરત અબ્દુર્રહીમ સાહબ રહિમહુલ્લાહુના ઈન્તિકાલને લગભગ છ મહિના થયા હતા પરંતુ દાલીભાઈને એની ખબર ન હતી. હઝરત સાહબ રહિમહુલ્લાહુને જોતાં જ ઊભા થઈ ગયા અને હઝરત સાહબ રહિમહુલ્લાહુથી મુલાકાત કરી.

હઝરત સાહબ રહિમહુલ્લાહુ રીક્ષામાંથી ઊતરીને સીધા દરગાહમાં ચાલ્યા ગયા. ફાતિહાખ્વાની કરીને થોડીવારમાં બહાર આવ્યા. દાલીભાઈએ રોકાવા ઘણો આગ્રહ કર્યો પરંતુ આપે ફરમાવ્યું કે :

"આજે હું ઉતાવળમાં છું. જવું જરૂરી છે."

આટલું કહી રીક્ષામાં બેસી રવાના થઈ ગયા.

દરગાહના મુજાવર જનાબ અબ્દુલ્ અઝીઝભાઈ અબ્દુલ્

હમીદ પઠાણ જયારે ત્યાં આવ્યા ત્યારે દાલીભાઈએ તેમને કહ્યું :

"જયપૂરવાલા બાવા સાહેબ અહીં આવીને ગયા."

અબ્દુલ્ અઝીઝભાઈએ નવાઈ પામી કહ્યું :

"અરે ! જયપૂરવાલા બાવા સાહેબને ગુજરી ગયાને તો છ મહિના થઈ ગયા, તેઓ અહીં કયાંથી ? ! "

મુજાવરની વાત સાંભળીને દાલીભાઈ સ્તબ્ધ થઈ ગયા !

**દિલની વાત જાણી ગયા**

યુ. કે.માં અફઝલભાઈ રાજા નામના શખ્સ જનાબ જાવીદભાઈ મનિયારના મિત્ર છે. તેમણે એક દિવસ જાવીદભાઈ મનિયારને કહ્યું કે :

"ધંધાકીય મસરૂફિયત અને મશગૂલિયના કારણે કેટલીક વખત મારી જુમ્અહની નમાઝ છૂટી જાય છે. જેનો મને ઘણો અફસોસ થાય છે. હઝરત અબ્દુર્રહીમ સાહબ લેસ્ટર (યુ.કે.)માં તમારા મહેમાન છે તો તમે તેમને મારા માટે દુઆની ગુઝારિશ કરો."

તે જ દિવસે રાતે તે શખ્સને હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ખ્વાબમાં ફરમાવ્યું :

'શું અલ્લાહ તઆલાએ તમને જુમ્અહની નમાઝ માફ કરી છે ? '

બીજા દિવસે સવારે તેણે જાવીદભાઈ મનિયારને ગભરાતા ગભરાતા પોતાના ખ્વાબની વાત કરી કે આ કેવી રીતે માફ થઈ શકે ? જાવીદભાઈ મનિયારે હઝરત સાહબને તેના વિષે હજુ કંઈ વાત કરી ન હતી. સૌથી પ્રથમ તેના આ ખ્વાબની વાત કરી.

હઝરત સાહબે તત્કાલ ફરમાવ્યું :

"તેમને કહો કે આ બહુ મુબારક ખ્વાબ છે એનો અર્થ આ થાય છે કે, તમારી જુમ્અહની નમાઝ છૂટી જાય છે તેને અદા

કરવાની પાબંદી કરો.''

**તયે અર્દ (થોડાં સમયમાં ઘણું લાંબુ અંતર કાપવા)ની કરામત**

એક વખત હઝરત અબ્દુર્રહીમ સાહબ (રહ.) યુ.કે. ગયા. હિથ્રો એરપોર્ટ ઉપર આવકારવા માટે મુહતરમ જનાબ અબ્દુલ્ મજીદભાઈ મેમણ (બર્મીંગહામના મોટા ઉદ્યોગપતિ) પોતે ગયા. રાતનો સમય હતો. આખા દિવસના થાકેલા હતા. ઘરે આવતી વખતે કાર ડ્રાઈવ કરતાં કરતાં તેમણે પોતે ખૂબ થાકેલા હોવાની વાત હઝરત સાહબ રહિમહુલ્લાહુને કરી. ઘરે પહોંચવા માટે હજુ ઘણું લાંબુ અંતર ડ્રાઈવ કરવાનું હતું.

હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું :

''અચ્છા આપ થાકેલા છો ? ચિંતા ન કરો.''

અબ્દુલ મજીદભાઈ કહે છે કે :

''હઝરત સાહબ (રહ.)ના આ જવાબ પછી થોડોક જ સમય વીત્યો હશે કે મેં નવાઈ પામી જોયું કે મારું ઘર આવી ગયું છે ! ''

હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિની તયે અર્દ (અલ્પ સમયમાં લાંબુ અંતર કાપવા)ની આ કરામતનો બનાવ ખુદ અબ્દુલ મજીદભાઈએ જાવીદભાઈ મનિયારને કહ્યો હતો.

**હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિની દુઆથી કોર્ટમાં કેસ જીતી ગયો**

લિબિયાનું એક મુસ્લિમ દંપતી યુ.કે.માં રહેતું હતું. પત્નીએ તલાક માટે કોર્ટમાં કેસ કર્યો હતો. પતિની ઈચ્છા ન હતી કે પત્ની અલગ થાય. તેને ખબર પડી કે હઝરત સાહબ અહીં (યુ.કે.માં) આવ્યા છે. તેણે હઝરત સાહબ પાસે હાજર થઈને વાત કરી. હઝરત

સાહબ રહમતુલ્લાહિ અલયહિએ તાવીઝ લખીને તેને આપ્યું અને કોર્ટમાં જાય ત્યારે એ તાવીઝ પોતાના ખિસામાં મૂકીને જવા સૂચના આપી. તેણે એના પર અમલ કર્યો. અલ્લાહ તઆલાના ફઝલો કરમથી કેસનો ચૂકાદો તેની તરફેણમાં આવ્યો. વધારે નવાઈની વાત આ છે કે અંગ્રેજ સરકારના કાયદા પ્રમાણે કેસ ચાલતો હોવા છતાં ખુદ અંગ્રેજ ન્યાયાધિશે પોતાના ચુકાદામાં લખ્યું કે :

"ઈસ્લામી શરીઅત પ્રમાણે આ કેસનો ચુકાદો હું પતિની તરફેણમાં આપું છું અને પત્નીની અરજી રદ કરું છું."

**૭૨ કલાકથી બેભાન દર્દી સારો થઈ ગયો !**

મુહતરમ ડોકટર ખાલિદભાઈ મનિયાર (હાલ દુબઈ)ના મોટા ભાઈ અબ્દુલ્ કાદિર મનિયાર એક વખત વલસાડમાં અચાનક બેભાન થઈ ગયા. વલસાડના અગ્રણી ડોકટરોનો ઈલાજ કર્યો પરંતુ ફાયદો ન થયો. બેભાન અવસ્થામાં ત્રણ દિવસ (૭૨ કલાક) વીતી ગયા. ડોકટરોનું કહેવું હતું કે એમના મગજમાં ગાંઠ (બ્રેઈન ટયુમર) છે અને તેનો ઈલાજ મુંબઈ સિવાય થઈ શકે એમ નથી. એટલે એમને મુંબઈ લઈ જવાનું નકકી થયું. અહીંના ડોકટરે મુંબઈના મગજના ડોકટર (ન્યુરોલોજીસ્ટ)ને ફોન ઉપર તમામ હકીકત જણાવી એટલે તેમણે દર્દીને મુંબઈ મોકલવા જણાવ્યું.

જાવીદભાઈ મનિયાર પણ યુ.કે.થી ત્યારે વલસાડ આવ્યા હતા. દર્દીને એમ્બ્યુલન્સમાં સૂવાડવામાં આવ્યા. જાવીદભાઈ પોતે પણ સાથે બેઠા. એટલામાં અચાનક હઝરત સાહબ રહિમહુલ્લાહુ ત્યાં તશરીફ લાવ્યા. લોકોને ભેગા થયેલા જોઈને આપે ઈફતિખારભાઈ મનિયારને પૂછપરછ કરી. તેમણે હકીકત જણાવી. હઝરત સાહબ રહિમહુલ્લાહુએ ઓરતોને ત્યાંથી દૂર કરવા જણાવ્યું અને એક પ્યાલામાં પાણી મંગાવ્યું. આપે પઢીને પાણી ઉપર દમ કરી પોતાની આંગળીઓ પાણીમાં નાંખી,

આંગળી વડે દર્દીના મોઢામાં પાણી ટપકાવ્યું. પછી શિફા માટે દુઆ ફરમાવી. તે પછી એમ્બ્યુલન્સને રવાના કરી.

જાવીદભાઈ મનિયાર કહે છે કે :

એમ્બ્યુલન્સે હજુ થોડું જ અંતર કાપ્યું હતું અને દર્દીના હાથ–પગમાં હરકત થવા લાગી.

હજું થોડે આગળ ગયા એટલે આંખ ખોલી.

વધુ આગળ વધ્યા એટલે બેઠાં થઈ ગયા.

વધુ આગળ વધ્યા એટલે બોલવા લાગ્યા અને નવાઈ પામી પૂછ્યું કે :

"મને કયાં લઈ જાઓ છો ?"

અમે તેમને સંપૂર્ણ હકીકત જણાવી.

વાતો કરતાં અમે મુંબઈ પહોંચ્યા. તેઓ બિલકુલ સ્વસ્થ થઈ ગયા હતા. પોતે એમ્બ્યુલન્સમાંથી જાતે નીચે ઉતરીને ચાલીને હોસ્પીટલ સુધી આવ્યા. ડોકટરનો કન્સલ્ટીંગ રૂમ બીજા માળે હતો. મારી સાથે પોતે દાદર ચઢીને ઉપર આવ્યા. ડોકટરે અમને બોલાવ્યા. ડોકટરે આમ તેમ નજર નાંખી, પરંતુ એમને ફોન પર મળેલી માહિતી અને લક્ષણોવાળો કોઈ દર્દી દેખાયો નહિ.

તેમણે નવાઈ પામી પૂછ્યું : "દર્દી કયાં છે ?"

મુહતરમ જાવીદભાઈ મનિયારે અબ્દુલ્ કાદિર મનિયાર તરફ ઈશારો કર્યો. ડોકટર ઓર વધારે નવાઈ પામ્યા. જાવીદભાઈએ વલસાડથી મુંબઈ પહોંચતા સુધીની તમામ હકીકત ડોકટરને જણાવી.

દર્દીને ચકાસવા માટે ડોકટરે તેમને કેટલાક સવાલો પૂછ્યા. અબ્દુલ્ કાદિર મનિયારે તમામ સવાલોના સ્વસ્થતાપૂર્વક સાચા

જવાબો આપ્યા. ડોકટરના મુખમાંથી સહસા આ શબ્દો સરી પડયા :

"Really, Its a miracle !"

[ખરેખર, આ તો એક ચમત્કાર છે.]

**ચામાં બરકત**

વલસાડ નજીકના અટગામ નામના ગામના મૂળ વતની અને વલસાડમાં ડેપ્યુટી કલેકટરના ઉચ્ચ પદ ઉપર લાંબો સમય રહી ચૂકેલા મુહતરમ મુહસિનમિયાં શેખ સાહેબ એક વખતે રાજસ્થાનના પ્રવાસે ગયા હતા. જયપૂર ગયા તો હઝરત સાહબ (રહ.)ની મુલાકાત માટે ગયા. હિદાયત મસ્જિદના બાજુમાં માળ ઉપર મહેમાનખાનામાં હઝરતે આપને બેસાડયા. ત્યાં બીજા પણ પંદર–વીસ મહેમાનો બેઠાં હતા.

હઝરત સાહબ રહિમહુલ્લાહુ ઘરથી એક નાની કીટલી (ચાદાની) જેમાં અંદાજે આઠ–દસ કપ ચા રહી શકે તેમાં ચા લઈને આવ્યા. મહેમાનો ઘણાં વધારે હતા. આપ એક પછી એક કપમાં ચા રેડવા લાગ્યા અને તમામ મહેમાનોને ચા પેશ કરી. બધાએ ચા પી લીધા પછી હઝરત સાહબ રહિમહુલ્લાહુએ મહેમાનોને આગ્રહ કર્યો કે હજુ પણ કોઈને ચા પીવાની ખ્વાહિશ હોય તો કીટલીમાં ચા મોજૂદ છે !

ચામાં થયેલી આ બરકત જોઈને શેખ સાહેબ દંગ થઈ ગયા.

મુહતરમ મુહસિનમિયાં શેખ સાહેબનો પુત્ર નિસારભાઈ જાવીદભાઈ મનિયારના મિત્ર હતા એટલે ઘણી વખત વલસાડમાં તેમના ઘરે મિત્રને મળવા માટે જતા હતા. શેખ સાહેબને જાવીદભાઈ 'ચાચા' અને એમની પત્નીને 'ચાચી'થી સંબોધન કરતા હતા.

ઉપરના બનાવ પછી એક દિવસ જાવિદભાઈ મિત્રને મળવા માટે શેખ સાહેબના ઘરે ગયા. ચાચા બહાર ગયા હતા. ચાચી ઘરે

હાજર હતા.

વાતવાતમાં ચાચીએ જાવિદભાઈને કહ્યું કે :

"તમારા ચાચા જયપૂરમાં એક બુઝુર્ગને મળવા માટે ગયા હતા ત્યારે તેમને ઘણો અદભુત અનુભવ થયો !"

ચાચીને આગળ વાત કરતાં રોકીને જાવિદભાઈએ કહ્યું કે :

"તમે જે બનાવ કહેવા માંગો છો તે બનાવ હું જ તમને કહું ?"

ચાચીએ હાં કહી એટલે જાવિદભાઈએ પોતે ચા નો બનાવ તેમને કહ્યો.

ચાચીએ ખૂબ જ નવાઈ પામીને જાવિદભાઈને પૂછયું કે :

"શું તમે એ બુઝુર્ગને ઓળખો છો ? !
શું તમને પણ એવો અનુભવ થયો છે ? !"

જાવિદભાઈએ કહ્યું કે :

"એ તો અમારા પીર સાહેબ છે. ઘણાં વરસોથી એમના સાથે અમારા આખા મનિયાર ખાનદાનને સંબંધ છે. તેઓ વલસાડ પણ પ્રસંગોપાત તશરીફ લાવે છે અને કેટલાક દિવસો અહીં રહે છે. અને ચા ના જેવા તો બીજા કેટલાયે અદભુત બનાવોના અનુભવો અમને થયા છે !"

## આપની દુઆની અસરથી ઔરતને હમલ રહ્યો

મુહતરમ જાવીદભાઈ મનિયારનું બયાન છે કે :

એક વખતે હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિ લેસ્ટર યુ.કે. તશરીફ લાવ્યા હતા. મારા ઘરે આપનો ઉતારો હતો. મારા એક મિત્ર જનાબ મૌલાના ઈસ્માઈલ કોયા સાહબને જાણ થઈ. તેઓ મારા ઘરે આવ્યા અને હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિ સાથે એક

રૂમમાં ખાનગીમાં કંઈક અંગત વાતો કરી અને ચાલ્યા ગયા.

કેટલાક મહિના પછી મારી તેમની સાથે ફરીથી મુલાકાત થઈ. તેઓ ખૂબ ખૂશ હતા. તેમણે મને જણાવ્યું કે :

"મારી દીકરીની શાદી થયાને ઘણાં વરસ વીતી ગયા પરંતુ હજુ તેને કોઈ સંતાન નથી. તે દિવસે ખાનગીમાં મેં હઝરત સાહબ (રહ.)ને એ વિષે વાત કરી હતી અને તેમણે દુઆ ફરમાવી હતી. તેમની દુઆથી અને અલ્લાહના ફઝલો કરમથી અત્યારે મારી દીકરી ભારી પગે છે. (અર્થાત્ સગર્ભા, હામિલા) છે !"

(મુહતરમ જાવીદભાઈ મનિયારે કહેલા બનાવો અહીં પૂરા થયા.)

### કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિની પહેલી હજ

- હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિને બે વખત હજજની સઆદત હાસિલ થઈ હતી.
- પહેલી હજજ ગાલિબન (સંભવ છે કે ) આપે ઈસ્વીસન ૧૯૫૬ માં પોતાના બીજા પીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાથે કરી હતી.
- હજજના આખા સફરમાં તમામ જગાએ આપનો ઉતારો હઝરત સાહબ રહિમહુલ્લાહુના સાથે જ રહેતો હતો અને ૨૪ કલાક હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં આપ વિતાવતા હતા.

### હજજની એ સફરનો હઝરત કારી સાહબે બયાન કરેલો એક મહત્ત્વનો બનાવ

- 'જામિઅહ હિદાયત' જયપૂરથી 'હિદાયત' નામનું એક માસિક પત્ર ઉર્દૂમાં પ્રગટ થાય છે.
- ઈસ્વીસન ૧૯૯૪ ના જાન્યુઆરી મહિનામાં હઝરતના થયેલા

દુઃખદ ઈન્તિકાલ બાદ ૧૦ (દસ) મહિના પછી, નવેમ્બર મહિનામાં 'હિદાયત' માસિકનો એક ખાસ, દળદાર અંક પ્રગટ થયો હતો.

- એ અંકમાં અનેક લેખકોએ હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિના જીવન વિષે પોતાના અનુભવના બનાવો લખ્યા હતા.
- હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ હજજના આ સફરમાં બનેલો એક મહત્ત્વનો બનાવ પણ પોતે બયાન કર્યો હતો, જે 'હિદાયત' ઉર્દૂ માસિકના નવેમ્બર, ૧૯૯૪ ના અંકમાં પાના : ૧૭૩ ઉપર નીચે પ્રમાણે પ્રગટ થયો હતો.



હઝરત સાહબ રહિમહુલ્લાહુના વલસાડના જલીલુલકદ્ર ખલીફા અને હઝરતના હજના સાથી, હઝરત કારી મુહમ્મદ ઈદ્રીસ સાહબ લખનવી બાદમાં વલસાડી દામત બરકાતુહુમે બયાન ફરમાવ્યું કે :

- એક વખતે હજની સફરમાં હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિનો મને સંગાથ નસીબ થયો હતો.
- એ મોકા પર (મદીનહ મુનવ્વરહમાં) એક હોટલમાં અમે ગયા.
- કેટલાક પીણાંઓ પીધા પછી હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિએ (હોટલના વેઈટરને) બીલ પૂછયું.
- તેણે જે બીલ બતાવ્યું તેનાથી જાણવા મળ્યું કે આ હોટલમાં બીજી હોટલોની સરખામણીમાં પીણાંઓની કિમત ઘણી વધારે છે.
- હઝરત સાહબ (રહ.)એ હોટલના વેઈટરને આ બાબત જણાવી.
- હઝરતની વાત સાંભળીને વેઈટર લાલ–પીળો થઈ ગયો અને ગુસ્સામાં તેણે પીણાંની ખાલી બોટલ ટેબલ ઉપરથી જોરથી પછાડી.
- બોટલ હઝરતની આંગળીને લાગવાથી આપની આંગળીમાં સખત ચોટ લાગી.
- અમારી સાથે આ પ્રવાસમાં મુંબઈના હઝરતના એક ખાસ

(મેઝબાન) અનેઅકીદતમંદ શખ્સ પણ હતા.

- એ સાથી પેલા વેઈટર પર ઘણાં ગુસ્સે થઈ ગયા અને વેઈટરને ઘણાં સખત શબ્દો કહ્યા.
- પરંતુ મુંબઈના સાથીની આ વર્તણુંકથી હઝરત ઘણાં નારાઝ થયા.
- હઝરતના ચહેરાનો રંગ બદલાઈ ગયો.
- હોટલનો વેઈટર એક અરબ હતો. એને આવા સખત શબ્દો કહેવા હઝરતથી સહન ન થયા.
- છેવટે હઝરતે મુંબઈના એ શખ્સને સાફ શબ્દોમાં ફરમાવી દીધું કે :

  ‘‘આપના માટે ખામોશી બેહતર હતી.

  શું તમે જોતા નથી કે એ વેઈટર અરબ લાગે છે.

  અને અજબ નથી કે મીરે અરબ (સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ)ની સાથે એ વેઈટરને નિસબત હોય.

  આપણે તેમના (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના) ગુલામોના ગુલામ છીએ.

  એટલે આપની આ ગુસ્તાખીની સઝા આપના માટે આ છે કે, આપ અમારાથી અલગ થઈ જાઓ ! ’’
- મુંબઈના એ શખ્સ સ્વભાવ પારખનારા હતા.

  તેઓ જાણતા હતા કે આફિયત હઝરતના હુકમનું પાલન કરવામાં છે. પોતાના રહેવાની વ્યવસ્થા અલગ કરી લેવા સિવાય મુંબઈના તે સાથી પાસે બીજો કોઈ ઉપાય ન હતો. તેમણે પોતાના રહેવાની અલગ વ્યવસ્થા કરી લીધી.
- હઝરતને ગુસ્સે થવાની આદત નથી.

  પરંતુ આજે ગુસ્સે થવાનું કારણ ઘણું સખત અને મજબૂત હતું.
- જાહેર છે કે ગુસ્સે થવાની બુનિયાદ :

  – રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના ઈશ્ક

અને ઈહતિરામની બુનિયાદ હતી.

– આ બાબતમાં શકય એટલી કાળજી રાખવી આપનો સ્વભાવ હતો.

– રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈશ્ક હઝરતની નજીક સિર્રે દીન (દીનનો ભેદ) હતો અને દુનિયાનો વસીલો હતો.

- રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના ઈશ્ક વગર ઈન્સાન ન દીનનો થાય છે કે ન દુનિયાનો.
- એટલે પોતાના એક અકીદતમંદ સાથીને અલગ કરવું હઝરત માટે આસાન હતું પરંતુ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ સાથેના ઈશ્ક અને ઈરાદત પર આંચ આવે એ હઝરતને કોઈ દરજજામાં, કોઈ પણ કિંમતે મંઝૂર ન હતું.
- રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના ઈશ્ક અને મુહબ્બત તેમજ સુન્નતની ઈત્તિબાઅને જ હઝરત પોતાની પૂંજી અને નજાતની નાવ સમજતા હતા.
- મશહૂર ઉર્દૂ શાઈર 'અમીર' મીનાઈના શબ્દોમાં :

**ઉમ્મતકો ઈશ્ક સરવરે આલી સિફાતકા,**
**તૂફાને હશ્રમેં હય સફીનહ નજાતકા.**

આ બનાવ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈશ્ક અને એહતિરામની સાથે જ નિસબતોના એહતિરામને પણ જાહેર કરે છે.

મુહબ્બતકી શરીઅતમેં, નિસબત બડી ચીઝ હય.
['હિદાયત' ઉર્દૂ માસિક, જયપૂર, નવેમ્બર–૧૯૯૪,
પાનું : ૧૭૯ થી ૧૮૧]

## હઝરત કારી સાહબની બીજી હજજ

- હઝરત કારી સાહબ (રહ.)એ પ્રથમ હજજ કરવાના ફકત બે જ વરસ પછી (ગાલિબન) ઈસ્વીસન ૧૯૫૮ માં બીજી હજ કરી હતી.

- આ હજ આપે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ના મહાન, જલીલુલ કદર ખલીફા હઝરત મૌલાના મુફ્તી સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ (રહ.)સાથે કરી હતી.
- જેમણે આવા બુલંદ મકામ અને મરતબાવાળા મહાન બુઝુર્ગોની સાથે બે હજ્જ કરી હોય તેમને તેમના હજ્જના સફરમાં કેટલો વિપુલ રૂહાની ફૈઝ, બરકતો અને ઈનાયતો હાસિલ થયા હશે તેનો અંદાઝો આપણે લગાવી શકતા નથી.

## હઝરત કારી સાહબે વલસાડમાં પોતાનું મકાન બનાવ્યું

- હઝરત કારી સાહબ લખનવથી વલસાડ તશરીફ લાવ્યા અને મોટા તાઈવાડની મસ્જિદ અને મદ્રસહની ખિદમત સંભાળી ત્યારે મજકૂર મસ્જિદ અને મદ્રસહની માલિકીનું એક મકાન આપને રહેવા માટે આપવામાં આવ્યું.
- હઝરત કારી સાહબ પોતાના પરિવાર સાથે ઘણાં વરસો સુધી એ મકાનમાં રહ્યા.
- હઝરત કારી સાહબ ખૂબ જ ખુદ્દાર, સ્વમાની સ્વભાવના અનોખા આદમી હતા. કોઈના પર આધારિત રહેવાનું આપ પસંદ કરતા ન હતા એટલે ગમે ત્યારે પોતાનું મકાન બનાવવાનો આપે મક્કમ નિર્ધાર શરૂઆતથી જ કરી લીધો હતો.
- એ માટે આપે કરકસર કરી, સાદી ઝિંદગી જીવી, બચત કરી, ટીપે ટીપે સરોવર ભરાય એ રીતે થોડી રકમ જમા કરી.
- તે પછી આપે મોટા તાઈવાડમાં ઘડોચી મસ્જિદ અને મદ્રસહથી નજીક જ જમીનનો એક નાનો પ્લોટ ખરીદી તેના પર પોતાનું પાકું મકાન બંધાવ્યું અને પરિવાર સાથે તેમાં જ રહેવા લાગ્યા.

## હઝરત કારી સાહબની શાદી અને સંતાન

## પહેલી શાદી અને સંતાન

- હઝરત કારી સાહબ લખનવમાં તાલીમથી ફારિગ થઈને, બાલિગ (પુખ્ત) ઉંમરના થઈને, મસ્જિદમાં પેશ ઈમામ અને મદ્રસહમાં મુદર્રિસ થયા ત્યારે નવયુવાન ઉંમરે આપના વાલિદ સાહબે આપના નિકાહ લખનવમાં જ ઝુબૈદા નામની નેક ખાતૂન સાથે કરાવ્યા.
- એ પત્નીથી એક પુત્ર પૈદા થયો.
- પરંતુ પ્રસૂતિ પછી, કેટલાક સમય બાદ, કોઈ ગંભીર બીમારીના કારણે એ પત્નીનો ઈન્તિકાલ થઈ ગયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## આપના પુત્રની પરવરિશ અને તાલીમ

- પત્નીના ઈન્તિકાલના કેટલાક સમય પછી હઝરત કારી સાહબ વલસાડ આવ્યા અને હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિની દુઆથી આપ અહીં જ સ્થિર થઈને અહીંના જ વતની બની ગયા એટલે આપના એ પુત્રની પરવરિશ અને તાલીમની જવાબદારી આપના વાલિદ સાહબે ઉપાડી લીધી.
- દીની અને દુન્યવી ઉચ્ચ તાલીમ અને તરબિયત મેળવીને એ પુત્ર વિદેશ ચાલ્યો ગયો હતો એવું કેટલાક લોકો પાસે જાણવા મળ્યું છે.
- એના વિષે વધારે વિગતો જાણવા મળી નથી.

## બીજી શાદી અને સંતાન

- હઝરત કારી સાહબે વલસાડને પોતાનું વતન બનાવી લીધું હતું અને અહીં જ પોતાનું મકાન પણ બનાવી લીધું હતું એટલે આપે બીજી શાદી પણ વલસાડમાં જ કરી.
- આપની એ પત્નીનું નામ કુલસુમબીબી હતું પરંતુ સામાન્ય રીતે લોકો એમને 'ચાચી' શબ્દથી જ સંબોધન કરતા હતા.

- એ બીવી સાહિબાથી બે સાહબઝાદીઓ પૈદા થઈ.
  (૧) શમીમ અખ્તર (૨) નસીમ અખ્તર

### હઝરત કારી સાહબની મોટી દીકરી શમીમ અખ્તર અને તેનો પરિવાર

- હઝરત કારી સાહબે એમની મોટી દીકરી શમીમ અખ્તરના નિકાહ તા. ૧૯–૧૧–૧૯૭૨ ના રોજ વલસાડ મોટા તાઈવાડના જ યુવાન અબ્દુલગની વલીમિયાં શેખ સાથે કર્યા હતા.
- ત્યારે હઝરત કારી સાહબના દામાદ અબ્દુલગનીભાઈના વાલિદ અને વાલિદહ યૂ.કે.માં સ્થાયી થયેલા હતા એટલે એ પણ ત્યાં જઈ શકતા હતા પરંતુ તેમણે અહીં વલસાડમાં જ રહેવાનું પસંદ કર્યું.
- તેમણે અહીં મોટા તાઈવાડમાં જ પોતાના રહેવા માટે R.C.C.નું નવું, સુંદર સગવડોવાળુ પાકું મકાન પણ બનાવ્યું.
- અબ્દુલગનીભાઈને બિલ્ડીંગ કન્સટ્રકશનનું સારું જ્ઞાન હોવાથી એમણે એપાર્ટમેન્ટો બનાવીને ફલેટો વેચવાનો વ્યવસાય અપનાવ્યો અને તેમાં સારી સફળતા મેળવી.

### એમના સંતાનો

એમના એક પુત્ર અને બે પુત્રીઓની વિગતો નીચે પ્રમાણે છે.

### પુત્ર મુહમ્મદ શકીલ

- એમના પુત્ર (અર્થાત હઝરત કારી સાહબના નવાસા)નું નામ મુહમ્મદ શકીલ છે.
- સીવીલ એન્જીનિયરીંગમાં બી.ઈ. ડિગ્રી મેળવેલી છે.
- ઘણી મોટી કન્સ્ટ્રકશન કંપનીઓમાં જોબ કરીને ઘણો સારો અનુભવ અને જાણકારી મેળવી છે.
- હાલમાં પોતાનો સ્વતંત્ર વ્યવસાય કરે છે.

- એમના નિકાહ ડોકટર ખાલિદભાઈ મનિયારના મોટાભાઈ મર્હૂમ અબ્દુલકાદિર મનિયારની દીકરી રઝીના સાથે થયા હોવાથી મનિયાર ખાનદાન સાથે પણ ગાઢ સંબંધ થયો છે.
- મુહમ્મદ શકીલ અને રઝીનાને એક પુત્ર હમઝહ અને એક પુત્રી ખદીજા છે.

## અબ્દુલગનીભાઈ અને શમીમ અખ્તરની બે પુત્રીઓ

- અબ્દુલગનીભાઈ અને શમીમ અખ્તરની બે પુત્રીઓ એટલે કે હઝરત કારી સાહબની બે નવાસીઓમાંથી એકનું નામ નિકહત અને બીજીનું નામ નુઝહત છે.
- બન્નેના નિકાહ થયેલા છે અને સાસરામાં રહે છે.
- નિકહતને મરિયમ નામની એક પુત્રી છે.
- નુઝહતને ઝયનબ નામની એક પુત્રી અને અબ્દુલ્લાહનામનો એક પુત્ર છે.

## હઝરત કારી સાહબની નાની દીકરી નસીમ અખ્તર અને તેનો પરિવાર

- હઝરત કારી સાહબે એમની નાની દીકરી નસીમ અખ્તરના નિકાહ ઈસ્વીસન ૧૯૭૮ માં એમના મોટા દામાદ અબ્દુલ ગનીભાઈના નાનાભાઈ ઈમ્તિયાઝ વલીમિયાં શેખ સાથે કર્યા હતા.
- આગળ ઉલ્લેખ થઈ ગયો છે તેમ એમના વાલિદ અને વાલિદહ યૂ.કે.માં સ્થાયી થયેલા હોવાથી નિકાહ બાદ થોડાં સમય પછી એ બન્ને પતિ–પત્ની પણ યૂ.કે. ગયા અને ત્યાં જ સ્થાયી થઈ ગયા.
- એમના ત્રણ પુત્રો છે. તેમના નામો આ પ્રમાણે છે :

(૧) અબ્દુલ મુગની (૨) અબ્દુલ સાજિદ (૩) અબ્દુલ માજિદ

- એમની એક પુત્રી છે તેનું નામ ઈરમ છે.

## હઝરત કારી સાહબના મુંહબોલા (દત્તક) પુત્ર ફકીરભાઈ ટાયરવાલા

- ઉપર વિગતો જણાવી છે તેમ હઝરત કારી સાહબની ફકત બે દીકરીઓ હતી. અહીં વલસાડમાં આપનો કોઈ દીકરો ન હતો.
- હઝરત કારી સાહબ ઘણાં દૂરંદેશ, દૂરદર્શી હતા. એટલે આપે વિચાર કર્યો કે દીકરીઓ તો પરણીને સાસરે ચાલી જશે. તો ઘડપણમાં મારી અને બીવીની ખિદમત કોણ કરશે ? એટલે આપે કોઈ નેક, ગરીબ, સુસંસ્કારી ખાનદાનના છોકરાને પોતાના મુંહબોલા (દત્તક) પુત્ર તરીકે રાખવાનો નિર્ણય કર્યો.
- હઝરત કારી સાહબે એ માટે તપાસ શરૂ કરી.
- હઝરત કારી સાહબની બારીક અને વ્યકિતને પારખનારી નઝરે ગણદેવી તાલુકાના દઢોળા નામના ગામના યાકૂબભાઈ ઉર્ફે ભીખુભાઈ તેમજ મરિયમબેન નામના ગરીબ પરંતુ નેક અને સંસ્કારી દંપતિના સાત વરસના પુત્ર ફકીરભાઈની આપે પસંદગી કરી. આપે પોતાનો વિચાર એના મા–બાપને જણાવ્યો.
- હઝરત કારી સાહબની પ્રખર હાફિઝ, ખૂશઈલહાન કારી અને ખૂબ જ પરહેઝગાર અને મુત્તકી બુઝુર્ગ તરીકે લોકોમાં ભારે પ્રતિષ્ઠા અને ચાહના હતી એટલે પોતાના પુત્રની પરવરિશ અને તરબિયત આવા મહાન બુઝુર્ગની છત્રછાયામાં થાય એને પોતાની ખૂશનસીબી સમજીને ફકીરભાઈના મા–બાપે આપની વાતનો સ્વીકાર કર્યો.
- હઝરત કારી સાહબે ફકીરભાઈની બેહતરીન પરવરિશ કરી અને એને ઉમદહ દીની અને દુન્યવી તાલીમ અપાવી અને યુવાન થતાં હઝરત કારી સાહબે એને વાહનોના ટાયરોનો વ્યવસાય એ લાઈનના પોતાના ખાસ ઓળખીતાઓ પાસે શીખવ્યો.
- ફકીરભાઈ ખૂબ હોશિયાર અને મહેનતુ હોવાથી એને એમાં ખૂબ

સફળતા મળી એટલે પછી એણે પોતાનો સ્વતંત્ર વ્યવસાય શરૂ કર્યો.

- ટાયરના વ્યવસાયના કારણે એ ટાયરવાલા તરીકે પ્રખ્યાત થઈ ગયા.
- આર્થિક સ્થિતિ સારી થતાં એમણે વલસાડમાં જ મોટા તાઈવાડમાં ‘બહાર એપાર્ટમેન્ટ’માં પહેલા માળે પોતાનો ફલેટ ખરીદી લીધો.
- તે પછી હઝરત કારી સાહબે એક સંસ્કારી ખાનદાનની સુશીલ કન્યા શમીમબાનુ સાથે ફકીરભાઈના નિકાહ કરાવ્યા.
- એમની ત્રણ દીકરીઓ છે :

(૧) તેહસીન (૨) તસ્નીમ અને (૩) તનવીર

- હઝરત કારી સાહબે પોતાની હયાતીમાં જ એ ત્રણે દીકરીઓના નિકાહ યોગ્ય, સંસ્કારી યુવાનો સાથે કરાવ્યા હતા.
- એમનો એક પુત્ર છે જેનું નામ આમિર છે.
- હઝરત કારી સાહબના ઈન્તિકાલ વખતે એ ખૂબ નાની ઉંમરનો હતો.
- હવે એના પણ નિકાહ થઈ ગયા છે.

## હઝરત કારી સાહબના યૂ.કે.ના પ્રવાસો

- હઝરત કારી સાહબની નાની દીકરી નસીમ અખ્તર અને જમાઈ ઈમ્તિયાઝભાઈ શેખ ઈસ્વીસન ૧૯૭૮ માં નિકાહ થવા બાદ ઈંગ્લેન્ડ જઈને સ્થાઈ ગઈ ગયા હતા.
- તેઓ હઝરત કારી સાહબને ઈંગ્લેન્ડ આવવા માટે ખૂબ આગ્રહ કરતા રહેતા હતા.
- ઉપરાંત હઝરત કારી સાહબના અનેક શાગિર્દો અને આપની મધૂર કિરાઅતના ચાહકો પણ ઈંગ્લેન્ડ જઈને સ્થાઈ ગઈ ગયા હતા.
- તેઓ પણ હઝરત કારી સાહબને ઈંગ્લેન્ડ પધારવા માટે આમંત્રણ આપતા રહેતા હતા.
- એ બધાંના આમંત્રણ અને આગ્રહના કારણે હઝરત કારી સાહબે ઘણી વખત ઈંગ્લેન્ડના પ્રવાસો કર્યા હતા.

- ઈંગ્લેન્ડમાં સ્થાયી થયેલા અનેક પ્રખ્યાત બુઝુર્ગો અને આલિમો તેમજ દારુલ ઉલૂમો અને દીની સંસ્થાઓની આપે મુલાકાતો કરી.

### યૂ.કે.માં તરાવીહમાં કુર્આન શરીફ સંભળાવ્યું

- હઝરત કારી સાહબનો અવાજ ખૂબ જ મીઠો અને મધૂરો હતો.
- ઉપરાંત આપ કુર્આન શરીફને એવા ખૂશ ઈલહાનથી પઢતા હતા કે એક વખત એમની કિરાઅત સાંભળનાર એમનો આશિક અને ચાહક બની જતો હતો.
- ઈંગ્લેન્ડમાં આપના એવા અનેક આશિકો અને ચાહકોના આગ્રહથી, આપે ત્યાં પણ રમઝાન શરીફમાં તરાવીહમાં કુર્આન શરીફ સંભળાવીને લોકોને ખૂશ કરી દીધા હતા.

### હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ઈંગ્લેન્ડમાં જ આપને પોતાની ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા

- ઈસ્વીસન ૧૯૯૦ માં હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિ ઈંગ્લેન્ડ પોતાની દીકરી અને જમાઈના ઘરે તશરીફ લઈ ગયા હતા.
- સંજોગવશાત તે જ વખતે આપના બીજા પીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ પણ ઈંગ્લેન્ડ તશરીફ લાવ્યા હતા.
- ત્યાં ગૈબી ઈશારાથી હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપૂરી રહમતુલ્લાહિ અલયહિએ તા. ૨૩ મી જૂન, ઈસ્વીસન ૧૯૯૦ ના રોજ હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિને પોતાની લેખિત ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા.
- હઝરતે ખૂદ પોતાના મુબારક હાથ વડે ખિલાફતનામું લખીને તેની નીચે પોતાની સહી (દસ્તખત) કરીને હઝરત કારી સાહબ

રહમતુલ્લાહિ અલયહિને હાથો હાથ ઈનાયત ફરમાવ્યું હતું.

• એ ખિલાફતનામું ગુજરાતી લિપ્યાંતર નીચે પ્રમાણે છે :

**બિસ્મિહી તઆલા**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ્ કરીમ**

મેરે અઝીઝે મુહતરમ જનાબ હાફિઝ કારી મુહમ્મદ ઈદ્રીસ સાહબ ઝાદ ફઝ્લકુમુલ્લાહુ તઆલા

અસ્સલામુ અલયકુમ.

મિઝાજે ગિરામી ?

મૈં ગૈરમઅમૂલી મસર્રત મેહસૂસ કરતા હૂં કે અલ્લાહ તઆલાને આપ જૈસે રફીકે બા સલાહિય્યત મુઝકો અતા ફરમાયા. ઈન સલાહિય્યતો ઔર કલ્બે સાલિહ કી બિના પર ઔર અલ્લાહ તઆલા કે ફઝ્લ ઔર હઝરત કિબ્લહ અલયહિર્રહમહ કી નઝરે કરમ કી વજહ સે મેરે દિલમેં કુછ અરસહ સે યેહ દાઈયહ પૈદા હુવા કે મૈં આપકો તરીકએ નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ રહિમહુલ્લાહુ પર બયઅત લેને કી ઈજાઝત દૂં ઔર ખલીફએ મજાઝ બનાઉં. અગર કોઈ તાલિબે હક બયઅત હોના ચાહે તો અસ્લાફ કે તરીકહ પર બયઅત લે સકતે હૈ.

તાલિબાને હક કો ઝિક્રે હક કી તલ્કીન કે સાથ ઈત્તિબાએ સુન્નત કી તલ્કીન કરે.

અલ્લાહ તઆલા કબૂલ ફરમાએ ઔર મેરે ઔર આપ કે લિએ ઝરીયએ નજાત ફરમાએ. આમીન.

દુઆગો ખાદિમ,

(સહી) **મુહમ્મદ અબ્દુર્રહીમ મુજદ્દિદી**

૨૩, જૂન, ૧૯૯૦ ઈસ્વીસન (યૂ.કે.)

## ગુજરાતના બીજા ત્રણ શખ્સોને ખિલાફત આપી

- ઈંગ્લેન્ડથી ઈન્ડિયા તશરીફ લાવ્યા બાદ, ટૂંક સમયમાં નીચે પ્રમાણે દક્ષિણ ગુજરાતના બીજા ત્રણ શખ્સોને પણ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની લેખિત ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા હતા.

| ક્રમ | ખલીફાનું નામ | ગામ | ખિલાફત આપ્યાની તારીખ |
|---|---|---|---|
| ૧ | અબ્દુલકાદિર ફાતીવાલા | વલસાડ | ૯ / ૧૧ / ૧૯૯૦ |
| ૨ | હઝરત મૌલાના ઈબરાહીમ ફુટવાલા રહમતુલ્લાહિ અલયહિ | નવસારી | ૧૧ / ૦૩ / ૧૯૯૧ |
| ૩ | હઝરત મૌલાના અબ્દુલ કુદ્દૂસ દીવાન રહમતુલ્લાહિ અલયહિ | લાજપૂર | ૧૧ / ૦૩ / ૧૯૯૧ |

- હઝરત મૌલાના અબ્દુલકુદ્દૂસ સાહબ દીવાન રહમતુલ્લાહિ અલયહિનો તા. ૦૮ / ૧૧ / ૨૦૦૫ મુતાબિક ૬, શવ્વાલ, ૧૪૨૬ હિજરીસનના રોજ ઈન્તિકાલ થયો હતો.
- 'તઝકિરએ અબ્દુલ કુદ્દૂસ' નામથી ઉર્દૂ ભાષામાં એમનું જીવન ચરિત્ર ઈસ્વીસન ૨૦૦૭ માં એમના સાહબઝાદહ મુહતરમ કારી અબ્દુલ હક દીવાન સાહબે પ્રગટ કરેલું છે.
- હઝરત મૌલાના મુહમ્મદ ઈબ્રાહીમ સાહબ ફુટવાલા, નદવીનો તારીખ ૧૮ / ૦૬ / ૨૦૧૭ ઈસ્વીસન મુતાબિક ૨૨, રમઝાન, ૧૪૩૮ હિજરીસનમાં ઈન્તિકાલ થયો હતો.
- 'અંજુમને ઈબરાહીમી', નવસારીએ, ગુજરાતી ભાષામાં એમનું આ નાચીઝ અબ્દુલકાદિર ફાતીવાલાએ લખેલું જીવનચરિત્ર ઈસ્વીસન ૨૦૧૮ માં પ્રગટ કરેલું છે.

- હઝરત કારી સાહબ(રહ.)નું જીવનચરિત્ર અત્યારે આપના હાથોમાં છે.

**શરૂઆતમાં ચાર વરસ સુધી ચારેય ખલીફાઓ કોઈને બયઅત કરતા ન હતા !**

**બયઅત કરવાથી રોકનારું મુખ્ય પરિબળ**

- 'મારામાં કંઈ નથી !' એ એહસાસ દરેક ખલીફાને બયઅત કરવાથી રોકનારું મુખ્ય કારણ છે.
- અગાઉના બુઝુર્ગોમાં પણ એવું બનતું આવ્યું છે. નમૂના તરીકે કેટલાક બનાવો અહીં લખું છું.

**[૧] હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફાનો એવો જ બનાવ**

- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત મૌલાના અહમદ ઝહબીએ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિને પત્ર લખ્યો કે :
  "મને મારામાં કંઈ નથી દેખાતું !
  પરંતુ (મેં) જેમને યાદે હક બતાવી છે (બયઅત કર્યા છે) તેમનાથી (મુરીદોથી) અજીબો ગરીબ વાતો જાહેર થઈ છે !"
- એના જવાબમાં હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ મૌલાના અહમદ ઝહબીને લખ્યું કે :
  "મારા અઝીઝ !
  એ તાલિબો (આપના તે મુરીદો જેમનાથી અજીબો ગરીબ વાતો જાહેર થાય છે)
  તેઓ આપની હાલતના (રૂહાની મકામના) આયનાઓ છે. ❶

❶ ગુજરાતીમાં કહેવત છે કે :
'કૂવામાં ન હોય, તો હોઝ (હવાડા)માં પાણી કયાંથી આવ્યું ?'

તેઓને અલ્લાહ તઆલાએ (તેમના) હાલાતની જાણ કરી છે,
આપને આપના (હાલાતની) જાણ કરી નથી.
વિલાયતની જાણ હોવી જરૂરી નથી.
બલકે વિલાયતનો હાલ હોવો જરૂરી છે.
(પોતાની વિલાયતથી) જાણકાર અને અજાણ બન્ને શખ્સો મરતબામાં સરખા છે.
અહવાલ જાહેર નહિ થવાથી દુ:ખી થવું ન જોઈએ.
અહવાલ મેળવવાની કોશિશ કરવી જોઈએ.''

— 'દુર્રે લાસાની', ભાગ : ૩, પત્ર નંબર : ૧૬
ગુજરાતી આવૃત્તિ, પાના નંબર : ૨૩૩, ૨૩૪

## [૨] હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો એવો જ બનાવ

- હઝરત સય્યિદ હુસયનઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહિમહુલ્લાહુને ખિલાફત આપ્યા પછી બે વરસ સુધી આપે (હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહિમહુલ્લાહુએ) કોઈને બયઅત કર્યા ન હતા !
- બલકે લોકોને બયઅત કરવાથી બચવા માટે આપે બે વરસ સુધી જંગલમાં જઈને નિવાસ કર્યો હતો.
- બે વરસ પછી, આપના શયખ હઝરત સય્યિદ હુસયનઅલી શાહ સાહબ રહિમહુલ્લાહુએ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ (રહ.)ને ખ્વાબમાં સખત તાકીદ ફરમાવી અને ઈરશાદ ફરમાવ્યો કે :

''અલ્લાહે તમને આ રૂહાની મહાન દૌલત, મોટી નેઅમત એટલા માટે આપી નથી કે ઝમીનમાં દાટેલા ખઝાનાની જેમ એને સાચવી રાખો બલકે તમારી ફર્ઝ છે કે આ દૌલતથી લોકોને ફાયદો પહોંચાડો ! ''

- હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ

ખ્વાબમાંથી ગભરાઈને ઉઠયા અને તત્કાળ જંગલમાંથી પોતાના ગામ મકાન શરીફ (રત્ર–છત્ર) તશરીફ લાવ્યા અને લોકોને બયઅત કરવાની શરૂઆત કરી.

– 'ફયઝાને હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ' (ગુજરાતી) પાના નંબર : ૧૨૯

## બેમિસાલ મકબૂલિયત

- હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને અલ્લાહ તઆલાએ એવી બેમિસાલ મકબૂલિયત આપી કે દરરોજ આપના મુલાકાતીઓના માટે ભોજન પકાવવા માટે ૩૦૦ (ત્રણ સો) બકરા ઝબહ કરવામાં આવતા હતા.

[‘તઝકિરએ બે મિસ્લ’ પાનું : ૫૧૭
‘તારીખે દઅવત વ અઝીમત’ ૪ / ૩૮૮]

- અલ્લાહે આપને ‘મુજદ્દિદે સદી’નો મહાન મકામ અતા ફરમાવ્યો.

## [૩] મોતના બિછાનેથી હઝરત સાહબ રહિમહુલ્લાહુએ આ નાચીઝ અબ્દુલકાદિર ફાતીવાલાને કરેલી તાકીદ

- ઈસ્વીસન ૧૯૯૪ ના જાન્યુઆરી મહિનાની શરૂઆતમાં અમારા પીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ સખત બીમાર હતા. મુંબઈમાં ‘બોમ્બે હોસ્પીટલ’માં દાખલ થયા હતા.
- પાંચમી જાન્યુઆરી, ૧૯૯૪ ના રોજ આપનો ઈન્તિકાલ થયો હતો એટલે આપ મોતના બિછાના પર હતા એમ કહી શકાય.
- ગાલિબન પહેલી જાન્યુઆરી, ૧૯૯૪ ના રોજ મળસ્કે હું અને મારા ભાણેજ શબ્બીરભાઈ ફાતીવાલા વલસાડથી ટ્રેઈનમાં મુંબઈ જવા રવાના થયા. અમે એની જાણ મુંબઈ કરી ન હતી.

વલસાડથી અમે ટ્રેઈનમાં રવાના થયા તેની જાણ હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિને મુંબઈ હોસ્પીટલમાં કશ્ફથી થઈ ગઈ.

- આપે આપના સાહબઝાદહ હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમને તે જ વખતે હોસ્પીટલમાં ફરમાવ્યું કે :

"અબ્દુલકાદિરભાઈ અને શબ્બીરભાઈ ફાતીવાલા વલસાડથી મુંબઈ આવવા માટે અત્યારે રવાના થયા છે. એમને બપોરે અહીં હોસ્પીટલમાં જમાડવા માટે માછલીનો ઈન્તિઝામ કરો !"

- અમે સવારે ૧૦ (દસ) વાગ્યે હોસ્પીટલ પહોંચ્યા.
- હઝરત સાહબના કમરામાં જઈ બીમારપુરસી બાદ અમને બહાર હોસ્પીટલની લોબીમાં જ થોભવા માટે જણાવ્યું. ત્યાંથી જવાની ઈજાઝત ન આપી.
- બપોરે જમવાના સમયે અમને હોસ્પીટલમાં હઝરત સાહબના કમરામાં બોલાવવામાં આવ્યા.
- હઝરત સાહબ તકિયાના સહારે બેઠા હતા અને એમની સામે માછલી તેમજ બીજી વાનગીઓ મૂકેલી હતી.
- આપે અમને જમવા માટે ખૂબ ભારપૂર્વક અને ભાવપૂર્વક આગ્રહ કર્યો.
- ઘરે હોય તો ઠીક પરંતુ હોસ્પીટલમાં અને તે પણ મોતના બિછાનેથી આવી મેઝબાની જોઈને અમારી આંખોમાંથી આંસૂઓ વહેવા લાગ્યા.
- હઝરત સાહબ (રહ.)નું દિલ રાજી રાખવા માટે અમારે જમવું પડયું.
- હું કોઈને બયઅત કરતો નથી એ વાતની હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિને ખબર હતી.
- ભોજન બાદ, રવાનગી માટે મેં આપથી ઈજાઝત ચાહી ત્યારે આપે ખૂબ જ વહાલ અને પ્યારથી, પોતાના પુત્રને નસીહત કરતા હોય એ રીતે મને આપ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું :

"બેટા ! લોગોંકો અલ્લાહ તઆલાકા નામ બતાયા કરો (લોકોને

બયઅત કરતા રહો) બહુત ફાયદા હોગા ! ”

- આ બનાવના ચાર દિવસ પછી જ હઝરત સાહબનો બોમ્બે હોસ્પીટલમાં તા. ૫ મી જાન્યુઆરી, ૧૯૯૪ ના રોજ ઈન્તિકાલ થઈ ગયો. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**
- તે પછી એક દિવસ હું નવસારી ગયો અને હઝરત મૌલાના ઈબરાહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિને ઉપરનો બનાવ કહ્યો.
- તે પછી અમે બન્નેએ બયઅત કરવાનો સિલસિલો શરૂ કર્યો.
- હઝરત હાફિઝ કારી મુહમ્મદ ઈદરીસ સાહબ રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત મૌલાના અબ્દુલકુદ્દૂસ દીવાન લાજપૂરી રહમતુલ્લાહિ અલયહિને પણ રૂબરૂ મળી હોસ્પીટલનો બનાવ મેં તેમને કહ્યો અને બયઅત કરવા વિષે ચર્ચા કરી પરંતુ એ બન્ને બુઝુર્ગો પોતાના નિર્ણયમાં મક્કમ રહ્યા અને મોત સુધી કોઈને બયઅત નહિ કર્યા.

**આ નાચીઝ લેખક અબ્દુલકાદિર ફાતીવાલાએ કરેલી સૌથી પ્રથમ બયઅતમાં હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિની યાદગાર હાજરી**

- પ્રથમ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિના અને તે પછી હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમના ખાસ ખાદિમ સૂરતના મુહતરમ બિલાલભાઈ અમલાના સગા મામા જનાબ ગુલામ મુહમ્મદ અમલા વરસોથી રંગૂન (બરમા)માં સ્થાયી થયેલા છે.
- હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલના ૮ (આઠ) મહિના પછી સપ્ટેમ્બર, ૧૯૯૪ માં તેઓ સૂરત આવ્યા હતા.
- તેમનું આખું ખાનદાન નકશબંદી સિલસિલામાં બયઅત થયેલું હોવાથી તેમની ખ્વાહિશ પણ નકશબંદી સિલસિલામાં બયઅત થવાની હતી.
- સમયના અભાવે તેઓ જયપૂર જઈ શકે એમ ન હતા એટલે

મુહતરમ બિલાલભાઈ પ્રથમ તેમને લાજપૂર અને ત્યાંથી નવસારી લઈ ગયા પરંતુ બન્ને બુઝુર્ગોએ બયઅત કરવાનો ઈન્કાર કર્યો એટલે તેઓ વલસાડ મારી પાસે આવ્યા. અમે ત્રણે હઝરત કારી સાહબ પાસે ગયા અને એમને બયઅત કરવા માટે ગુઝારિશ કરી.

- હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પણ ઈન્કાર ફરમાવ્યો.
- છેવટે હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિની આખરી વસિયત અને નસીહત પ્રમાણે મેં બયઅત કરવાની દરખાસ્તનો સ્વીકાર કર્યો.
- બયઅત કરતી વખતે મારી પાસે બેસવા માટે મેં હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિને ખાસ ગુઝારિશ કરી તે આપે સ્વીકારી લીધી એટલે ૨૫, રબીઉલ આખર, ૧૪૧૫ હિજરીસન મુતાબિક બીજી ઓકટોબર, ૧૯૯૪ ના રવિવારના રોજ મોટા તાઈવાડની ઉમર ફળિયા મસ્જિદના જમાઅતખાનામાં અસરની નમાઝ બાદ મેં રંગૂન (બરમા)થી આવેલા જનાબ ગુલામ મુહમ્મદ અમલા સાહબને સૌથી પ્રથમ બયઅત કરી તે વખતે હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિની મારી બાજુમાં હાજરીથી અને આપની તવજજુહથી આસાની થઈ ગઈ.
- હઝરત કારી સાહબ (રહ.)ની એ હાજરી મારા માટે ઘણી યાદગાર છે.

## હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિની બીવી સાહિબાનો ઈન્તિકાલ

- હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિના બીવી સાહિબા મુહતરમા કુલસુમબીબીનો જાન્યુઆરી, ૨૦૦૩ ઈસ્વીસનમાં વલસાડમાં દુઃખદ ઈન્તિકાલ થઈ ગયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- વલસાડના મોટા તાઈવાડના કબ્રસ્તાનમાં તેમને દફન કરવામાં આવ્યા.

### હઝરત કારી સાહબ મુંહબોલા પુત્રના ઘરે રહેવા આવી ગયા

- હઝરત કારી સાહબે પોતે બનાવેલા મકાનમાં જ બીવી સાથે રહેતા હતા.
- એમના ખાવા–પીવાની અને બીજી તમામ જરૂરી ખિદમતો મુંહ બોલા પુત્ર ફકીરભાઈ અને દામાદ અબ્દુલગનીભાઈના પરિવારે સંભાળી લીધી હતી.
- બીવી સાહિબાના ઈન્તિકાલ બાદ હઝરત કારી સાહબ ઘરમાં એકલા જ રહી ગયા.
- આપને એકલતા લાગવા માંડી એટલે એમના મુંહબોલા પુત્ર ફકીરભાઈ અને તેની પત્નીના આગ્રહથી આપ તેમના બહાર એપાર્ટમેન્ટના ફલેટમાં રહેવા માટે આવી ગયા અને આખરી દમ સુધી અહીં જ રહ્યા.

### હઝરત કારી સાહબની મોટી દીકરીનો જુવાન ઉંમરે ઈન્તિકાલ

બીવી સાહિબાના આઘાતજનક ઈન્તિકાલ બાદ ફકત બે જ વરસ પછી હઝરત કારી સાહબની મોટી દીકરી શમીમ અખ્તરનો ઈન્તિકાલ થઈ ગયો તેનો હઝરત કારી સાહબને ઘણો સદમો થયો.

### ૯૩ (તાણું) વરસની ઉંમરે પણ હઝરત કારી સાહબની અદભૂત શકિત અને નવાઈજનક પાબંદી

૯૩ (તાણું) વરસની ઉંમરે પણ અલ્લાહ તઆલાના ફઝલો કરમથી હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિ :

- તંદુરસ્ત હતા અને એકલા, કોઈના પણ સહારા વગર હરતા ફરતા હતા !

- આટલી મોટી ઉંમરે પણ ઝોહર અને અસરની નમાઝની ઈમામત કરતા હતા !
- આપના ઝિક્ર અઝકારના મઅમૂલાત પણ અસલ પ્રમાણે જ પાબંદીથી અદા કરતા હતા !
- દોઝાનુ બેસીને મુરાકબહમાં લાંબા સમય સુધી મશગૂલ રહેતા હતા !
- ચહેરાની નૂરાનિયતમાં ઘણો વધારો થયો હતો !
- આંખોની રોશની પહેલાં જેવી જ હતી !
- સાંભળવાની શકિત પણ તેવી જ તેઝ હતી !
- ફકત આપની યાદ શકિતમાં થોડો ઘટાડો થયો હતો, બાકી તમામ શકિતઓ અલ્લાહ તઆલાના ફઝ્લો કરમથી અકબંધ હતી !
- આ ઉંમરે પણ પાંચે પાંચ નમાઝો આપ પહેલી સફમાં ઊભા રહીને જ પઢતા હતા !
- તરાવીહ પણ પહેલી સફમાં ઊભા રહીને જ પઢતા હતા !

## મસ્જિદ આપના ગમમાં રડવા લાગી

હઝરત કારી સાહબનો સ્વભાવ ઘણો ખુદાર (આત્મગૌરવ) ધરાવનાર હતો. કોઈની ખોટી ટીકા ટીપ્પણ આપ સહન કરી શકતા ન હતા.

કેટલાક લોકો જહાલતના કારણે,
કેટલાક લોકો અંગત સ્વાર્થના કારણે,
કેટલાક લોકો ઈર્ષ્યા અને અદેખાઈના કારણે,
મસ્જિદોના ઈમામોની ખામીઓ શોધતા અને ટીકા ટીપ્પણ કરતાં સર્વત્ર જોવામાં આવે છે !

વરસો પહેલાંની વાત છે.

આવા જ કોઈ કારણે હઝરત કારી સાહબના દિલને ઘણો આઘાત

લાગ્યો અને આપે મસ્જિદની ઈમામત છોડી દેવાનો ઈરાદો કર્યો. તો રાતે ખ્વાબમાં આપે મસ્જિદની દીવાલોમાંથી રડવાનો અવાજ સાંભળ્યો !

ખ્વાબમાંથી જાગ્યા ત્યારે આપે પોતાનો ઈરાદો માંડી વાળ્યો. આ બનાવ આપે ખૂદ આ નાચીઝ અબ્દુલકાદિર ફાતીવાલાને જણાવ્યો હતો.

આપની ૯૩ વરસની મોટી ઉંમર અને યાદશકિતની કમીના કારણે આપના નિકટના લોકો આપને ઈમામત છોડી દેવા માટે ઘણો આગ્રહ કરતા પરંતુ કદાચ ઉપર જણાવેલા ખ્વાબના કારણે આપ ઈમામત છોડતા ન હતા. પાંચમાંથી બે નમાઝો, ઝોહર અને અસર પોતે પઢાવતા અને બાકીની નમાઝો બીજા ઈમામ સાહબ પઢાવતા.

જેમના ફિરાકની ચિંતાથી મસ્જિદ અર્થાત્ અલ્લાહ તઆલાનું ઘર રડતું હોય, તેમના મરતબાનો કોઈ શું અંદાઝો લગાવી શકે !

## હઝરત કારી સાહબનો દુ:ખદ ઈન્તિકાલ

એક દિવસે હઝરત કારી સાહબ રહમતુલ્લાહિ અલયહિ ચક્કર આવવાના કારણે ઘરમાં પડી ગયા. પેશાનીમાં ઘા થયો. ઘણું લોહી વહી ગયું. અને આપ પથારીવશ થઈ ગયા. અને ટુંક સમયની માંદગી બાદ તા. ૨૮–૧૦–૨૦૦૭ મુતાબિક ૧૬, શવ્વાલ, ૧૪૨૮, રવિવારના રોજ સવારે ૭–૦૦ કલાકે આપનું રૂહ રૂપી પંખી આખિરત તરફ પરવાઝ કરી ગયું.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

એ જ દિવસે સાંજે અસરની નમાઝ બાદ આપનો જનાઝહ આપના નિવાસ સ્થાન, બહાર એપાર્ટમેન્ટ, મોટા તાઈવાડ, વલસાડથી ઉપાડવામાં આવ્યો. પૂરા વલસાડ શહેરના લોકો ઉપરાંત બીલીમોરા, નવસારી, સૂરત, વાપી, અને ઠેઠ મુંબઈ સુધીના ગામો અને શહેરોના ચાહકોની વિશાળ જનમેદની આપના જનાઝહમાં ઉમટી પડી હતી.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ મુજદ્દિદી દામત્ બરકાતુહુમ જયપૂર હતા. આપને ફોનથી જાણ કરવામાં આવી. જયપૂરથી સાંજ સુધીમાં વલસાડ પહોંચવું શકય ન હતું એટલે આપે આ નાચીઝ અબ્દુલકાદિર ફાતીવાલાને જનાઝહની નમાઝ પઢાવવાનો હુકમ ફરમાવ્યો. એટલે એના લાયક પોતાને સમજતો નહિ હોવા છતાં, આપના હુકમના પાલન માટે આ નાચીઝે જનાઝહની નમાઝ પઢાવી.

તે પછી આપને મોટા તાઈવાડના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવ્યા.

**આસમાં ઉનકી લહદ પે શબનમ અફસાની કરે,**
**શબ્ઝએ નવરુશ્તા ઈસ ઘરકી નિગહબાની કરે.**

**આપનો મઝારે મુબારક**

મોટા તાઈવાડમાં, ઈસ્લામિક કલચરલ હોલની નજીક આવેલા કબ્રસ્તાનમાં મુખ્ય દરવાજામાં દાખલ થતાં જ સામે જનાઝહની નમાઝ પઢવા માટે જે શેડ બનાવેલો છે તેની પાછળ, પશ્ચિમ દિશામાં, આપનો મઝારે મુબારક છે.

**વોહી ઝિન્દહ રહે**
**જો મર ગએ યાદે ઈલાહીમેં,**
**હયાતે જાવિદાં, આબે બકા,**
**અલ્લાહ હી અલ્લાહ હૈ.**



# ચોથું પ્રકરણ

## હઝરત સય્યિદ નૂર જમાલ પેશાવરી (રહ.)

- આ કિતાબના બીજા પ્રકરણમાં નકશબંદી બુઝુર્ગ હઝરત મૌલાના રઝા હુસૈન સાહબ રહમતુલ્લાહિ અલયહિનું મુબારક જીવનચરિત્ર લખવામાં આવ્યું છે.
- તેઓ વલસાડની જુમ્અહ મસ્જિદના પેશ ઈમામ હતા અને હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.
- જૂલાઈ, ૧૯૩૦ ઈસ્વીસનમાં વલસાડમાં જ આપનો ઈન્તિકાલ થયો હતો અને આપનો મુબારક મઝાર વલસાડમાં જ મોટા તાઈવાડના કબ્રસ્તાનમાં છે.
- હઝરત સય્યિદ નૂર જમાલ પેશાવરી રહમતુલ્લાહિ અલયહિ હઝરત મૌલાના રઝા હુસૈન સાહબ રહમતુલ્લાહિ અલયહિથી પણ પહેલાં વલસાડની જુમ્અહ મસ્જિદમાં પેશ ઈમામ હતા.

### પીર સાથે પ્રથમ મુલાકાતનો અદભૂત બનાવ!

- હઝરત સય્યિદ નૂર જમાલ પેશાવરી રહમતુલ્લાહિ અલયહિ, તડકેશ્વર, જિલ્લા : સૂરતના મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત મૂસા મેહતર રહમતુલ્લાહિ અલયહિના મુરીદ અને ખલીફા હતા.
- આપના પીર હઝરત મૂસા મેહતર રહમતુલ્લાહિ અલયહિ સાથે સૌથી પ્રથમ મુલાકાતનો અને મહેનત વગર રૂહાની તરક્કીનો દિલચસ્પ બનાવ 'કરામાતે મૂસવિય્યહ' રહમતુલ્લાહિ અલયહિ કિતાબમાં નીચે પ્રમાણે લખવામાં આવ્યો છે.

જનાબ મૌલવી નૂર જમાલ સાહબ પેશાવરી, જેઓ મોજે વલસાડમાં રહેતા હતા અને ત્યાંની જામિઅ મસ્જિદમાં ઈમામ હતા, હઝરત (મૂસા રહિમહુલ્લાહુ)નો તઝકિરહ સાંભળીને (તડકેશ્વર) ખિદમતમાં હાજર થયા, અને પોતાનો મકસદ જાહેર કર્યો. હઝરતે નિયમ પ્રમાણે તેમને વઝીફો તાલીમ ફરમાવ્યો અને ઈર્શાદ ફરમાવ્યો કે :

"૨૫૦૦૦ (પચ્ચીસ હઝાર) વખત એને પઢયા કરો ! "

તેમણે (મૌલવી સય્યિદ નૂર જમાલ સાહબે) સાંભળ્યું હતું કે હઝરત (મૂસા રહમતુલ્લાહિ અલયહિ)થી મહેનત કરીને લેવાની જરૂરત નથી. એટલે તેમણે સાફ ઈનકાર કરી દીધો કે :

"હઝરત ! એ તો હું પણ જાણું છું. હું તો આપથી આ મહેનત વગર લઈશ અને જયાં સુધી આપ ન આપશો, હું અહીંથી નહિ જઈશ."

હઝરત (મૂસા) રહમતુલ્લાહિ અલયહિએ નિયમ પ્રમાણે પ્રથમ ખૂબ ટાળ્યું પરંતુ જયારે તેમનો આગ્રહ ઘણો વધારે જોયો તો ફરમાવ્યું કે :

"અચ્છા, સૂરત સુધી તો જાઓ."

તેમણે (મૌલવી સય્યિદ નૂર જમાલે) કહ્યું કે :

'જો મને ત્યાં પહોંચીને કંઈ માલૂમ ન થયું તો હું પાછો આવીશ.'

આપ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું :

"અચ્છા, પાછા આવજો ! "

એટલે તેઓ (મૌલવી સય્યિદ નૂર જમાલ) રુખસત થયા. જયારે સૂરત પહોંચ્યા ત્યારે સ્ટેશનની નજીક એક નાની મસ્જિદ હતી. ત્યાં ઉતર્યા. ત્યારથી જ લતીફાઓ જારી અને રોશન થઈ ગયા !

['કરામાતે મૂસવિય્યહ' (રહ.) ઉર્દૂ, પાનું : ૩૧]

## 'લતીફા'ની સમજૂતી

- લતીફાની મિસાલ લાઈટના બલ્બ જેવી છે.
- જો બલ્બની બેટરી ચાર્જ થયેલી ન હોય, અથવા એનું કનેકશન (જોડાણ) પાવર હાઉસ સાથે થયેલું ન હોય તો એ બલ્બ સળગતો નથી અને એમાંથી રોશની આવતી નથી.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ફરમાવવા પ્રમાણે અલ્લાહ તઆલાએ ઈનસાનના સીનામાં આલમે અમ્રના પાંચ લતીફાઓ મૂકેલા છે.
- આપ રહમતુલ્લાહિ અલયહિએ મજકૂર પાંચ લતીફાઓના નામો, ઈનસાનના સીનામાં તેના સ્થાનો અને તેની રોશનીના રંગો નીચે પ્રમાણે જણાવ્યા છે.

<u>પહેલો લતીફહ</u>:
- એનું નામ દિલ (કલ્બ) છે.
- એનું સ્થાન ડાબા હાથ તરફ સીનાથી બે આંગળ નીચે પાંસળી પાસે છે.
- એના નૂરનો રંગ પીળો છે.

<u>બીજો લતીફહ</u> :
- એનું નામ રૂહ છે.
- એનું સ્થાન જમણા હાથ તરફ સીનાથી બે આંગળ નીચે છે.
- એના નૂરનો રંગ આગ સમાન લાલ છે.

<u>ત્રીજો લતીફહ</u> :
- એનું નામ સિર છે.
- એનું સ્થાન ડાબા તરફ સીના યાને પિસ્તાન (સ્તન)થી બે આંગળ ઉપર છે.
- એના નૂરનો રંગ સૂરજ જેવો સફેદ છે.

<u>ચોથો લતીફહ</u> :
- એનું નામ 'ખફી' છે.
- એનું સ્થાન જમણા હાથ તરફ પિસ્તાન

(સ્તન)થી બે આંગળ ઉપર છે.

- એના નૂરનો રંગ કાળો છે.

પાંચમો લતીફહ:
- એનું નામ ઈખ્ફા છે.
- એનું સ્થાન સીનાની મધ્યમાં છે.
- એના નૂરનો રંગ લીલો છે.

**લતીફએ નફસ :**

- સીનામાં ઉપર જણાવેલા પાંચ લતીફા આલમે અમ્રના છે.
- એના ઉપરાંત ઈનસાનની પેશાની (કપાળ)માં લતીફએ નફસ છે.
- એ આલમે ખલ્કના ચાર ભૌતિક તત્ત્વો : માટી, હવા, આગ અને પાણીનો અર્ક અને નિચોડ છે.
- એનું નૂર ભૂરાસ પડતું સફેદ, ચાંદની જેવું છે.

**લતીફાઓ નૂરાની રોશન અને ઝાકિર કયારે થાય?**

- મુરીદ જયારે પોતાના કામિલ પીરે બતાવેલા તરીકા પ્રમાણે ઝિક્રમાં સતત મશગૂલ રહે છે ત્યારે અલ્લાહ તઆલાના ફઝલથી એના લતીફાઓ નૂરાની, રોશન અને ઝાકિર થાય છે.
- કેટલીક વખતે કામિલ પીરની રૂહાની શકિત અને તવજ્જુહથી વગર મહેનતે પણ લતીફાઓ નૂરાની, રોશન અને ઝાકિર થઈ જાય છે.
- હઝરત સય્યિદ નૂર જમાલ પેશાવરી રહમતુલ્લાહિ અલયહિના લતીફાઓ વગર મહેનતે નૂરાની, રોશન અને ઝાકિર થવાનો બનાવ એ બીજા પ્રકારનો છે. એ અલ્લાહનો ફઝલ છે. તે જેને ચાહે તેને આપે છે.

**શજરએ તય્યિબહ**

હઝરત સય્યિદ નૂર જમાલ પેશાવરી રહમતુલ્લાહિ અલયહિનો શજરએ તય્યિબહ ૯ (નવ) વાસ્તાથી નીચે પ્રમાણે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ સુધી પહોંચે છે :

□ હઝરત સય્યિદ નૂર જમાલ પેશાવરી રહમતુલ્લાહિ અલયહિ

(૧) એમના પીર :

હઝરત મૂસા મેહતર તડકેશ્વરી રહમતુલ્લાહિ અલયહિ

(૨) એમના પીર :

હઝરત મૌલાના નિઝામુદ્દીન સાહબ રહમતુલ્લાહિ અલયહિ

(૩) એમના પીર :

હઝરત શયખ મુહમ્મદ જાન શયખુલ હરમ રહમતુલ્લાહિ અલયહિ

(૪) એમના પીર :

હઝરત શાહ ગુલામઅલી સાહબ દહેલવી રહમતુલ્લાહિ અલયહિ

(૫) એમના પીર :

હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિ

(૬) એમના પીર :

હઝરત સય્યિદ નૂર મુહમ્મદ બદાયૂંની રહમતુલ્લાહિ અલયહિ

(૭) એમના પીર :

હઝરત સયફુદ્દીન ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ

(૮) એમના પીર :

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ ઈબ્ને હઝરત મુજદ્દિદે અલફેસાની સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ

(૯) એમના પીર :

હઝરત શયખ અહમદ ઉર્ફે હઝરત મુજદ્દિદે અલફેસાની સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ

□ હઝરત શયખ અહમદ ઉર્ફે હઝરત મુજદ્દિદે અલફેસાની સરહિંદી રહિમહુલ્લાહુનો શજરએ તય્યિબહ ૨૪ (ચોવીસ) વાસ્તાથી હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુધી પહોંચે છે.

□ 'કરામાતે મૂસવિય્યહ' નામની ઉર્દૂ કિતાબમાં હઝરત મૂસા તડકેશ્વરી રહમતુલ્લાહિ અલયહિનું વિસ્તૃત જીવનચરિત્ર અને બાકીના તમામ બુઝુર્ગોનો ટૂંકો પરિચય લખેલો છે. એ કિતાબનો ગુજરાતી અનુવાદ પણ પ્રગટ થયેલો છે.

## હઝરત મૌલાના સય્યિદ નૂર જમાલ પેશાવરી (રહ.)નો સુલતાનુલ અઝકાર જારી થવાનો બનાવ

મૌલવી નૂર જમાલ સાહબ એક દિવસે તડકેશ્વરમાં જામિઅ મસ્જિદમાં બેઠાં હતા ત્યારે એકાએક સુલતાનુલ અઝકાર જારી થઈ ગયો. તેમણે જોયું કે હાથો અને પગોમાં ઝિક્ર દોડે છે.

હઝરત (મૂસા) તે વખતે પોતાના ખેતરથી ખૂબ જ ખૂશ ખૂશ દોડતા આવ્યા જેનાથી જણાતું હતું કે હઝરતે જ પોતાના તસર્રુફથી સુલતાનુલ અઝકારને જારી કર્યો હતો.

હઝરતે મૌલાના નૂર જમાલ સાહબને ફરમાવ્યું કે :

"કશ્ફ જોઈએ છે ?"

તેમણે અરજ કરી કે :

"જી, હાં !"

હઝરતે ફરમાવ્યું કે :

"મહેનત વગર કે મહેનત વડે ?"

તેમની ઝબાનથી નીકળ્યું કે :

"મહેનતથી."

હઝરતે ફરમાવ્યું કે :

"તમે વેડફી દીધું. જો વગર મહેનતે માંગતે તો અત્યારે જ મળતે."

એના જવાબમાં તેમણે (મૌલાનાએ) કહ્યું કે :

"અચ્છા ! વગર મહેનતે આપો ! "

હઝરતે ફરમાવ્યું કે :

"હવે શું થઈ શકે ! પહેલાં જ કહેતે. હવે તો વખત ચાલ્યો ગયો." ['કરામાતે મૂસવિય્યહ (રહ.)' ઉર્દૂ પાનું : ૩૩]

## સુલતાનુલ અઝકાર (ઝિક્રે કસીર)ની સમજૂતી

ઉપર જણાવ્યા પ્રમાણે હઝરત મૌલાના સય્યિદ નૂર જમાલ પેશાવરી રહમતુલ્લાહિ અલયહિને સુલતાનુલ અઝકારની જે કેફિયત જારી થઈ તેને ઝિક્રે કસીર પણ કહે છે.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી (રહ.)એ એની વિસ્તૃત અને સુંદર સમજૂતી પોતાની મશહૂર અને મકબૂલ કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં આપેલી છે.

તસવ્વુફની ઈસ્તિલાહો (પારિભાષિક શબ્દો)થી અજાણ વાચકો માટે એ સમજૂતી અહીં નકલ કરું છું.

હઝરત ખ્વાજા અલાઉદદવલા સમનાની રહિમહુલ્લાહુએ (હઝરત) ખ્વાજા અઝીઝાનઅલી રામીતની રહિમહુલ્લાહુને પૂછયું કે :

**'વઝકુરૂલ્લા–હ ઝિક્રન કસીરા.'** [સૂરએ 'અહઝાબ' : ૪૧]

[હે મોમિનો ! અલ્લાહનો ઝિકર ખૂબ વધારે પ્રમાણમાં કરો.]

અલ્લાહ તઆલાના આ ઈરશાદથી શું મુરાદ છે ?

તો ખ્વાજા અઝીઝાન અલી રામીતની રહમતુલ્લાહિ અલયહિએ જવાબમાં ફરમાવ્યું કે:

- "ઝિકર નહિ કરનારા કરતાં ઝબાની ઝિકર કરનારા ઝિકરે કસીરમાં છે; અને
- ઓછો ઝિકર કરનારા કરતાં વધારે ઝિકર કરનારા ઝિકરે કસીરમાં છે; અને
- ઝબાની ઝિકર કરનારા કરતાં ઝિકરે કલ્બી કરનારા ઝિકરે કસીરમાં છે કારણ કે તેનું (ઝિકરે કલ્બી કરનારનું) દિલ દરેક સમયે સતત ચાલુ હોય છે અને જયારે દિલ ચાલુ થઈ જાય છે ત્યારે (શરીરના) સર્વ અંગો–ઉપાંગો, રગો અને તેની જોડો જાણે ઝિકરમાં લીન તલ્લીન હોય છે. અને આ સમયે સાલિકને ઝિકરે કસીરમાં ગણવામાં આવે છે. પછી એ સાલિકનો ઝિકર બીજાઓના એક વરસના ઝિકર બરાબર છે."

હું મુહમ્મદ હિદાયતઅલી કહું છું કે, હઝરત ખ્વાજા અઝીઝાનઅલી રામીતની રહમતુલ્લાહિ અલયહિએ એક દિવસ અને એક વરસની જે ઉપમા આપી છે તે વરસથી કદાચ આખિરતનું વરસ મુરાદ છે નહિ તો સુલતાનુલ અઝકારના સાલિકનો એક પળનો ઝિકર બીજાઓના આખી ઉંમરના ઝિકર કરતાં બલ્કે સેંકડો વરસોના ઝિકર કરતાં બહેતર છે કારણ કે ઝિકરે કલ્બી અને ઝિકરે ઝબાનીની સરખામણી તો સેંકડો ગણા, લાખો ગણા, કરોડો ગણા વરસોનાં ગુણોત્તરમાં થઈ શકે.

સુલતાનુલ અઝકારનો સાલિક તમામ મખ્લૂકાતમાંથી, જમીનમાંથી, આસમાનમાંથી, સર્વ ઝાડોમાંથી, પથ્થરોમાંથી અને કણે કણમાંથી અલ્લાહનો ઝિકર સાંભળે છે કે જેની ગણતરી ઈલ્મે હક સિવાય (બીજો) કોઈ કરી શકતો નથી.

**આગાહી : ૧**

જયારે 'ઝિકરે કસીર' ઊંચામાં ઊંચા સ્થાને પહોંચે છે ત્યારે 'વિલાયતે સુગરા' યાને 'વહદતુલ વુજૂદ'ની શરૂઆત થાય છે.

**આગાહી : ૨**

જયારે ઝિકરનો અવાજ ઊંચામાં ઊંચા સ્થાને પહોંચે છે ત્યારે છેવટે ઝિકરનો અવાજ ધીમે ધીમે ઓછો થતો જાય છે. અહીં સુધી કે તે પછી ઝિકરનો અવાજ બંધ થઈ જાય છે. પરંતુ એનાથી કંઈ વાંધો આવતો નથી કારણ કે એના માટે હવે ઈશ્કના દરવાજા ખોલવામાં આવે છે અને એ રસ્તે તે અલ્લાહ સુધી ઝડપથી પહોંચે છે. એના દિલમાં મુહબ્બતનું એક દર્દ પેદા થાય છે કે જે દર્દ મેળવવા માટે હઝરત ફરીદુદ્દીન અત્તાર રહમતુલ્લાહિ અલયહિ દુઆ ફરમાવે છે :

**કુફ્ર કાફિર રા વ દીન દીનદાર રા,**
હે અલ્લાહ ! કાફિરને કુફ્ર અને દીનદારને દીન આપ (પરંતુ)
[કાફિરકો કુફ્ર ઔર દીન, દીનદારકો મિલે;]

**ઝર્રએ દર્દે દિલ અત્તાર રા.**
મને તો દિલમાં તારી મુહબ્બતનું દર્દ અતા ફરમાવ.
[મુઝકો તો દર્દ તેરી મુહબ્બતકા બસ મિલે.]

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિને કોઈએ અર્ઝ કરી કે હવે ઝિકરનો અવાજ આવતો નથી !

એના જવાબમાં આપે ફરમાવ્યું કે :

"કંઈ ફિકર નહિ, જયાં સુધી હોઝ ખાલી હોય છે ત્યાં સુધી તેમાં પાણી પડવાનો અવાજ મોટો હોય છે. જેમ જેમ હોઝ ભરાતો જાય છે તેમ તેમ અવાજ ધીમો થતો જાય છે. અહીં સુધી કે હોઝ પૂરેપૂરો ભરાઈ જાય છે ત્યારે પાણી પડવાનો

અવાજ બિલકુલ થતો નથી ! ''

એ જ હાલત ઝિકરના અવાજની હોય છે. જયાં સુધી સાલિક કસરતે ઝિકરથી મુશર્રફ નથી થતો ત્યાં સુધી તેના દિલરૂપી ઘરમાંથી ધૂળ અને કચરો દૂર થતાં નથી.

અલ્હમ્દુલિલ્લાહ ! આ ઝિકરે કસીર વડે નકશબંદિયહના હઝારો તાલિબો મુશર્રફ થતાં રહે છે.

['**મેઅયારુસ્સુલૂક**'૧૯૯૯ ની ગુજરાતી આવૃત્તિ પેજ : ૨૦૫, ૨૦૬, ૨૦૭, ઉર્દૂ : પાનું . ૧૦૮, ૧૦૯]

**વલસાડની જામિઅ મસ્જિદમાં પોતાના હુજરામાં સૂતેલા હઝરત મૌલાના સય્યિદ નૂર જમાલ સાહબને તહજજુદ વખતે જગાડવા માટે તડકેશ્વરથી એમના હઝરતે પાણી છાંટવાનો બનાવ**

હઝરત મૌલાના નૂર જમાલ સાહબ બીજા–ત્રીજા મહિને વલસાડથી તડકેશ્વર (એમની) હઝરતની ખિદમતમાં હાજર થતા રહેતા હતા.

એક વખતે તેમણે અરજ કરી કે :

''હઝરત ! તહજજુદની નમાઝ વખતે આંખ નથી ખૂલતી ! ''

હઝરત પોતાની આદત પ્રમાણે ખામોશ રહ્યા.

મૌલવી નૂર જમાલ સાહબ જયારે પાછા પોતાના મકામ (વલસાડ) પહોંચ્યા ત્યારે મસ્જિદના હુજરામાં નિયમ પ્રમાણે રાતે હુજરાનો દરવાજો અંદરથી બંધ કરીને ઝંજીર બંધ કરીને સૂતા હતા.

તહજજુદના સમયે આંખો ખૂલી ગઈ પરંતુ આપને ખ્યાલ (ભ્રમ) થયો કે હજુ રાત ઘણી બાકી છે એટલે સૂતેલા રહ્યા. એકા એક

એમને માલૂમ થયું કે એક હાથ છે તેણે પાણી છાંટયું ! આપે ચાહ્યું કે હાથને પકડે પરંતુ તે હાથ ગાયબ થઈ ગયો ! ઘણાં નવાઈ પામ્યા ! આપ એવું સમજયા કે કદાચ ભ્રમ થઈ ગયો છે. પરંતુ પાણીના છાંટાની અસર ચહેરા પર અને કપડાં પર માલૂમ થઈ તો આપને ખ્યાલ થયો કે કદાચ બહારથી કોઈ હુજરામાં આવ્યું હશે. પરંતુ દરવાજો જેવોને તેવો બંધ હતો. ઘણાં હેરત પામ્યા. કંઈ સમજમાં ન આવ્યું.

પછી જયારે નિયમ પ્રમાણે હઝરતની ખિદમતમાં તડકેશ્વર હાજર થયા તો હઝરતે તેમને જોતાં જ ફરમાવ્યું કે :

"તમે હાથને પકડવું દિલ્લગી સમજયા હતા."

આ સાંભળીને મૌલાના નૂર જમાલ સાહબને પેલો બનાવ યાદ આવ્યો. એટલે તેમણે કહ્યું કે :

"હઝરત ! શું આપ હતા ? ! "

હઝરતે ફરમાવ્યું કે :

"હાં, હું તે વખતે (તડકેશ્વરમાં) પોતાની મસ્જિદના હોઝ પર બેસીને વુઝૂ કરતો હતો. તમને જગાડયા પણ તમે હોશિયાર ન થયા તો મેં પાણી છાંટયું."

['કરામાતે મૂસવિય્યહ (રહ.)', ઉર્દૂ પાનું : ૩૫, ૩૬]

**શયતાનનો વસવસા નાંખવાનો બનાવ**

મૌલવી નૂર જમાલ સાહબ વલસાડમાં એક દિવસે મુરાકબહની હાલતમાં બેઠાં હતા. તેમને માલૂમ થયું કે, કલ્બ (દિલ)માં એક હુજરો છે. એ હુજરામાંથી શયતાન ઉંદરના રૂપમાં નીકળ્યો અને તેણે વસવસા (ખોટા વિચારો) નાંખવા માટે પોતાનું મોઢું કલ્બ (દિલ)ની તરફ ઝુકાવ્યું.

(મૌલવી નૂર જમાલ સાહબે) તેના માથા પર 'ઈલ્લલ્લાહ'ની

ઝર્બ મારી. એની ચોટથી તેને (શયતાનને) ચક્કર આવી ગયા. ઘણાં લાંબા સમય સુધી માથું હલાવતો રહ્યો.

જયારે સ્વસ્થ થયો તો તેણે (શયતાને) ફરી પાછા વસવસા નાંખવા ચાહ્યું. તેમણે (મૌલવી નૂર જમાલ સાહબે) ફરી પાછા તેના માથા પર ઝર્બ મારી. ફરી પાછી તેની (શયતાનની) તે જ હાલત થઈ ગઈ.

ફરી પાછા સ્વસ્થ થતાં જ વસવસા નાંખવાની શયતાને કોશિશ કરી તો ફરી પાછી મૌલવી સાહબે ઝર્બ મારી.

આ પ્રમાણે મોડે સુધી થતું રહ્યું.

તે પછી જયારે નિયમ પ્રમાણે મૌલવી નૂર જમાલ સાહબ (તડકેશ્વર) હઝરતની ખિદમતમાં હાજર થયા તો હઝરતે તેમને જોતાં જ ફરમાવ્યું કે :

> ‘‘સારું કર્યું કે શયતાનને માર્યો. તે શયતાન એ જ હુજરામાં કેદ થઈ શકે છે પરંતુ કમાલ (ખૂબી) એ જ છે કે, દુશમન છૂટો રહે અને તેની સાથે લડીએ.’’

[‘કરામાતે મૂસવિય્યહ (રહ.)’, ઉર્દૂ પાનું : ૩૬]

## અજમેર શરીફમાં મિત્રના આગ્રહથી કવ્વાલીમાં શરીક થવાની કોશિશ કરતાં જ હઝરતે ગયબથી હાજર થઈ મૌલવી સાહબને અટકાવ્યા અને ધમકાવ્યા

કાબુલ (અફઘાનિસ્તાન)ના રહેવાસી સય્યિદ અબ્દુલ બાકી સાહબ સાથે મૌલાના સય્યિદ નૂર જમાલ સાહબને પહેલાંથી દોસ્તી હતી. એક વખતે ઉર્સના ઝમાનામાં બન્ને સાથે અજમેર શરીફ ગયા.

સય્યિદ અબ્દુલ બાકી સાહબ અજમેર શરીફમાં થઈ રહેલી કવ્વાલીમાં (સાંભળવા માટે) શરીક થયા. પરંતુ મૌલવી સય્યિદ નૂર જમાલ સાહબ દૂર અલગ ઊભા રહ્યા.

સય્યિદ અબ્દુલ બાકી સાહબે તેમને ઈશારાથી બોલાવ્યા. તેમને (સય્યિદ નૂર જમાલને) પણ દિલમાં કંઈક મન થયું અને તેઓ પોતાની જગાએથી કવ્વાલી તરફ ચાલવા લાગ્યા. પરંતુ કવ્વાલીની નજીક પહોંચીને બેખૂદ અને તહય્યુર (વિસ્મય)ની હાલતમાં ઊભા જ રહી ગયા.

કવ્વાલી પૂરી થવા બાદ સય્યિદ અબ્દુલ બાકી સાહબે તેમને પૂછયું કે :

"શી વાત હતી ? તમે અહીં સુધી આવીને પછી ઊભા (કેમ) રહી ગયા ? !"

મૌલવી સય્યિદ નૂર જમાલ સાહબે કહ્યું કે :

"વાત એ હતી કે જેવો જ હું અહીં પહોંચ્યો, તો મેં હઝરત (મૂસા રહમતુલ્લાહિ અલયહિ)ને જોયા કે તશરીફ લાવ્યા અને મારા કલ્બ (દિલ, સીના) પર હાથ માર્યો અને ફરમાવ્યું કે :

"તમારા (નકશબંદી) તરીકાને કવ્વાલીસાથે શી મુનાસિબત છે ? !".....

એક બીજા બુઝુર્ગ ત્યાં ઊભા હતા તેમણે મારી સિફારિશ (ભલામણ) કરી અને કહ્યું કે :

"આ વખતે માફ કરી દો, હવે એ એવું નહિ કરશે."

['કરામાતે મૂસવિય્યહ (રહ.)', ઉર્દૂ પાનું : ૩૬, ૩૭]

## <u>આપના પીર સાહબે આપને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત કરાવી</u>

મૌલવી સય્યિદ નૂર જમાલ સાહબે એક વખતે હઝરત (એમના પીર સાહબ)થી અરજ કરી કે :

"રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની

ઝિયારતનો મને ઘણો શોખ છે. અને એના માટે ઘણું પઢીને પછી રાતે સૂવું છું પરંતુ કદી ઝિયારત ન થઈ !"

હઝરતે ફરમાવ્યું કે :

"આ ચીઝોમાં (પઢવામાં) તો અસર છે પરંતુ ઝબાનમાં અસર કયાં ? !"

એ પછી તે જ દિવસે કે બીજા કોઈ દિવસે મૌલવી સાહબ હઝરતની ખિદમતમાં પોતાની આદત પ્રમાણે મુરાકબહ કરીને બેઠાં હતા ત્યારે જોયું કે :

- એક બયાબાન છે.
- તેમાં એક આલીશાન મકાન છે.
- એ મકાનની અંદર અગવાષ (ગૌષનો ઉચ્ચ મકામ ધરાવતા બુઝુર્ગો) અને અકતાબ (કુતુબનો ઉચ્ચ મકામ ધરાવતા બુઝુર્ગો)નો હુજૂમ (ભીડ) છે !
- એ મકાનની વચમાં એક તખ્ત છે.
- એ તખ્ત પર રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ તશરીફ ફરમાવે છે.
- મૌલવી નૂર જમાલ સાહબ પઠાણ હતા અને ઘણાં બહાદુર અને શકિતવાન શખ્સ હતા છતાં તેઓ મુકદસ તખ્તની નજીક પહોંચી નહિ શકયા.
- હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના રોબ અને જલાલની આ કેફિયત હતી કે મૌલવી સય્યિદ નૂર જમાલ સાહબનું શરીર ધ્રૂજવા લાગ્યું અને લાંબી મુદત સુધી આ હાલત રહી કે જયારે રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું (મુબારક) નામ તેમના સામે લેવામાં આવતું તો કાંપી ઉઠતા હતા !
- થોડાં સમય પછી હઝરત (મૂસા રહમતુલ્લાહિ અલયહિ)એ ફરી

પાછા તેમને તેમના મૂળ મકામ પર મોજૂદ કરી દીધાં !

તે પછી હઝરત (મૂસા રહિમહુલ્લાહુ)એ તેમને ફરમાવ્યું કે : "જોયું ! આ અમારા આકા છે ! જેમની શાનમાં આ આયત નાઝિલ થઈ :

لَقَدۡ جَآءَكُمۡ رَسُوۡلٌ مِّنۡ اَنۡفُسِكُمۡ عَزِيۡزٌ عَلَيۡهِ مَاعَنِتُّمۡ حَرِيۡصٌ عَلَيۡكُمۡ بِالۡمُؤۡمِنِيۡنَ رَءُوۡفٌ رَّحِيۡمٌ ؕ

(سورۂ توبہ:۱۲۸)

**લ કદ જા–અકુમ રસૂલુમ મિન અન્ફુસિકુમ અઝીઝુન અલયહિ મા અનિત્તુમ હરીસુન અલયકુમ બિલ મુઅમિની–ન રઊફુર્રહીમ.**

[(હે લોકો ! તમારી પાસે તમારામાંથી જ એક એવા રસૂલ આવ્યા છે કે તમને ઈજા પહોંચવું તેમને બહુ ભારે લાગે છે (અને) તમારી ભલાઈના ઘણાં જ ચાહક છે (તેમજ) ઈમાનવાળાઓ પર તે બેહદ માયાળુ અને દયાળુ છે.]

તે પછી હઝરતે આગળ ફરમાવ્યું કે :

"તમે હમણાં પોતાની તાકાતથી રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ સુધી પહોંચી નથી શકતા. હાં, જયારે મારા જેવા થઈ જશો તો અલબત્ત પહોંચી શકશો."

['કરામાતે મૂસવિય્યહ (રહ.)', ઉર્દૂ પાનું : ૩૭, ૩૮]

**હઝરત મૂસા રહમતુલ્લાહિ અલયહિનો ચહેરો સિંહના જેવો હેબતનાક થઈ ગયો !**

હઝરત (મૂસા) રહમતુલ્લાહિ અલયહિની મુબારક આદત આ હતી કે તાલિબોથી બયઅત લેતા ન હતા. બયઅત વગર તાલિબોને

ફાયદો થતો હતો.

આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :

"સુલૂકના માટે બયઅત કંઈ જરૂરી નથી. (પીરથી) મુહબ્બત રાખવી જોઈએ. એનાથી જ બધાં કામો થાય છે."

મૌલવી નૂર જમાલ સાહબે એક વખતે બયઅતના માટે બેહદ આગ્રહ કર્યો. હઝરતના દિલમાં પણ આવી ગયું. આપે બયઅતના માટે હાથ લંબાવ્યો.

મૌલવી નૂર જમાલ સાહબ કહેતા હતા કે તે વખતે હઝરતનો મુબારક ચહેરો સિંહના જેવો હેબતનાક થઈ ગયો. એટલો બધો રોબ હતો કે દિલ પર એવી અસર થઈ કે મુદ્દતો સુધી એ કેફિયત રહી કે જયારે હઝરતનું નામ લેવામાં આવતું હતું ત્યારે મારા શરીરમાં ધ્રૂજારી આવી જતી હતી ! ['કરામાતે મૂસવિય્યહ (રહ.)', ઉર્દૂ પાનું : ૩૮]

## હઝરત મૂસા રહમતુલ્લાહિ અલયહિનો કશ્ફ

એક દિવસે હઝરત (મૂસા) રહમતુલ્લાહિ અલયહિએ મૌલવી નૂર જમાલ સાહબને ફરમાવ્યું કે :

"બે મૌલવી મારી પાસે આવનાર છે."

અને થોડાં દિવસો પછી :

(૧) પ્રથમ જનાબ મૌલાના સય્યિદ ઐનુલ કુઝાત સાહબ ત્યાં (હઝરત પાસે તડકેશ્વર) પહોંચ્યા.

(૨) તેમના પહોંચવાના બે દિવસ બાદ જનાબ મૌલવી અલીમુદ્દીન સાહબ સહારનપૂરી, જેઓ મુંબઈમાં રહેતા હતા, તે આવ્યા.

['કરામાતે મૂસવિય્યહ (રહ.)', ઉર્દૂ પાનું : ૪૨]

## હઝરત મૂસા તડકેશ્વરીનો ઈન્તિકાલ

- હઝરત શેખ મૂસાજી મેહતર તડકેશ્વરી રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ ૧૬, જમાદિલ આખર, ૧૩૦૯ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૮૯૦ માં ફકત પંચાવન વરસની ઉંમરે થયો હતો.
- આપનો મઝારે મુબારક તડકેશ્વર ગામની બહાર, ઈદગાહની પાસેના કબ્રસ્તાનમાં છે.
- આપના પીર હઝરત નિઝામુદ્દીન રહમતુલ્લાહિ અલયહિનો મઝાર પણ આપના મઝારની બાજુમાં જ છે.

## હઝરત મૌલાના સય્યિદ નૂર જમાલ સાહબની શાદી અને સંતાન

- હઝરત નૂર જમાલ સાહબ રહમતુલ્લાહિ અલયહિ વલસાડમાં કાયમ માટે સ્થાયી ગઈ ગયા અને પેશાવરી મટીને વલસાડી થઈ ગયા.
- આપે શાદી પણ વલસાડમાં જ કરી સંસાર માંડયો.
- આપને ત્યાં એક સાહબઝાદહનો જન્મ થયો.
- તેનું નામ આપે મુહમ્મદ રાખ્યું.
- તેને પણ આપે ઉચ્ચ દીની તાલીમ આપીને આલિમ બનાવ્યા.
- આપના સાહબઝાદહ મૌલવી મુહમ્મદ સાહબ પ્રખર આલિમ હોવા ઉપરાંત કુરઆને પાકની કિરાઅત પણ ખૂબ જ મધૂર કરતા હતા.

## હઝરત મૌલાના સય્યિદ નૂર જમાલ સાહબનો ઈન્તિકાલ અને દફન

- આપના પીર હઝરત મૂસાજી મેહતર તડકેશ્વરી રહિમહુલ્લાહુના ઈન્તિકાલના ઘણાં વરસો બાદ હઝરત મૌલાના સય્યિદ નૂર જમાલ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો વલસાડમાં જ ઈન્તિકાલ થયો હતો.
- આપને વલસાડમાં ખડકીભાગડા નજીક આવેલી ઈદગાહની સામે, હઝરત પીર રોશનઅલી શાહ રહમતુલ્લાહિ અલયહિના રોઝહ

શરીફની નજીક આવેલા કબ્રસ્તાનમાં દફન કરવામાં આવ્યા હતા.

- આપના મઝારે મુબારકના સિરહાને તારીખની તખ્તી લગાડવામાં આવી હતી પરંતુ હાલમાં એ તખ્તી ત્યાં મોજૂદ નથી એટલે આપના ઈન્તિકાલની તારીખ જાણવા મળી નથી. એમના ખાનદાનના લોકોને પણ કોઈને એની ખબર નથી !

## મૌલવી સય્યિદ મુહમ્મદ સાહબનું બીલીમોરા સ્થળાંતર

- હઝરત મૌલવી સય્યિદ નૂર જમાલ સાહબના ઈન્તિકાલ બાદ વલસાડની જામિઅ મસ્જિદના ખતીબ અને પેશ ઈમામ તરીકે આપના સાહબઝાદહ મૌલવી સય્યિદ મુહમ્મદ સાહબની નિમણુંક કરવામાં આવી.
- આપે કેટલોક સમય અહીં ખિદમત આપ્યા બાદ બીલીમોરાના લોકોના ખૂબ જ આગ્રહથી આપ બીલીમોરા તશરીફ લઈ ગયા અને મસ્જિદમાં પેશ ઈમામ અને ખતીબ તરીકે જીવનના અંત સુધી ત્યાં જ ખિદમત આપી.

## ઈન્તિકાલ અને દફન

- આપનો ઈન્તિકાલ ૧૨, શવ્વાલ, ૧૩૬૬ હિજરીસન મુતાબિક ૨૯, સપ્ટેમ્બર, ૧૯૪૭, જુમ્અહના દિવસે બીલીમોરામાં થયો હતો.
- આપનો મઝાર બીલીમોરાના કબ્રસ્તાનમાં છે જેના પર તારીખની તખ્તી પણ લગાવેલી છે.

## શાદી અને સંતાન

- મૌલવી સય્યિદ મુહમ્મદ સાહબે બીલીમોરામાં જ શાદી કરી હતી.
- આપના ત્રણ સાહબઝાદહ હતા :

(૧) સય્યિદ ગુલામ મુહ્યુદ્દીન

(૨) સય્યિદ ગુલામ નબી

(૩)સય્યિદ ગુલામ રસૂલ

- એ ત્રણે સાહબઝાદાઓ ત્રણ અલગ શહેરોમાં સ્થાયી થયા. જેની વિગતો નીચે પ્રમાણે છે :

[૧] **<u>સય્યિદ ગુલામ મુહ્યુદ્દીન</u>**

- તેઓ પોતાના દાદા મૌલાના સય્યિદ નૂર જમાલ સાહબના વતન વલસાડમાં આવી અહીં જ સ્થાયી થયા.
- એમણે શાદી પણ અહીં જ કરી.
- એમના છ પુત્રો અને ચાર પુત્રીઓ મળી ૧૦ (દસ) સંતાનો થયા.
- એમાંથી કેટલાકનો ઈન્તિકાલ થઈ ગયો છે અને કેટલાક હજુ હયાત છે.
- એ તમામના પુત્રો, પુત્રીઓ, પૌત્રો, પૌત્રીઓ, નવાસાઓ, નવાસીઓનો વિશાળ પરિવાર વલસાડમાં 'સય્યિદ પાનવાલા ખાનદાન' તરીકે પ્રખ્યાત છે.

[૨] **<u>સય્યિદ ગુલામ નબી</u>**

- તેઓ મુંબઈ જઈને ત્યાં સ્થાયી થયા.
- એમણે શાદી પણ ત્યાં જ કરી.
- એમના બે પુત્રો અને બે પુત્રીઓ મળી ૪ (ચાર) સંતાનો થયા.
- તેમનો પણ વિશાળ પરિવાર મુંબઈમાં હજુ મોજૂદ છે.

[૩] **<u>સય્યિદ ગુલામ રસૂલ</u>**

- તેઓ બીલીમોરામાં સ્થાયી થયા.
- તેમણે શાદી પણ અહીં જ કરી.
- એમના બે પુત્રો (૧) હૈદર (૨) મુહમ્મદ અને બે પુત્રીઓ (૧) હફીઝા (૨) નૂરજહાન મળી ૪ (ચાર) સંતાનો થયા.
- તેઓનો વિશાળ પરિવાર બીલીમોરામાં હજૂ મોજૂદ છે.

• બીલીમોરા નિવાસી સય્યિદ ગુલામરસૂલના બે પ્રખર આલિમ નવાસાઓ વલસાડમાં રહે છે. તેમનો ટૂંકો પરિચય નીચે પ્રમાણે છે :

(૧) • મુહતરમ મૌલાના અબ્દુલ અઝીઝ અબ્દુલ ગફૂર મનસૂરી ફલાહી (M.A.) હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ દામત બરકાતુહુમના ખલીફા, લેખક, સંપાદક પુસ્તક પ્રકાશક અને સક્રીય સામાજિક અને દીની કાર્યકર છે.

• હઝરત મૌલાના ઈકબાલ સાહબ ફલાહી દામત બરકાતુહુમની પ્રેરણા અને પ્રોત્સાહનથી મુહતરમ મૌલાના અબ્દુલઅઝીઝ મનસૂરી ફલાહી અને એમના મિત્ર મુહતરમ મૌલાના મુફતી ફઝલ મહમૂદ સાહબ ફલાહીએ એમના ઉસ્તાદ, ફલાહે દારૈન, તડકેશ્વરના માજી શયખુલ હદીષ અને પીરે તરીકત હઝરત મૌલાના અબરાર અહમદ ધુલયવી રહમતુલ્લાહિ અલયહિના કીમતી બયાનોને કેસેટોમાંથી સંપાદિત કરીને 'ફયઝે અબરાર' નામથી તેની અનેક જિલ્દો છપાવીને પ્રગટ કરીને એક કીમતી ઈલ્મી ખઝાનો ખોલીને સુરક્ષિત કરી દીધો છે. જે ઘણી મોટી ઈલ્મી ખિદમત છે. આપના બયાનો પણ અસરકારક હોય છે.

(૨) એમના નાના ભાઈ મુહતરમ હાફિઝ, મૌલવી અબ્દુર્રકીબ પણ પ્રખર હાફિઝ અને આલિમ છે. દીની, ઈલ્મી, સામાજિક કામોમાં ઘણો રસ ધરવે છે, આપના બયાનો પણ અસરકારક હોય છે.

• એમના વાલિદ સાહબ અબ્દુલગફુર ભાઈ મનસુરી (ફટવાલા) યૂ.કે.માં સ્થાઈ થયેલા છે.

• બન્ને ભાઈઓની વાલિદહ સાહિબહ મરહૂમા મુહતરમા સય્યિદહ હફીઝાએ હયાતીમાં ઓરતોમાં દીની બેદારી માટે ઘણી મહેનત અને કોશિશ કરી હતી.

# અબ્દુલકાદિર ફાતીવાલાનું સાહિત્ય સર્જન

## ગુજરાતી અનુવાદો અને લિપ્યંતરો

**[૧] હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ની કિતાબો**

- મેઅયારુસ્સુલૂક (૧૯૭૬)
- અહસનુત્તકવીમ (૧૯૮૦)
- ફુતૂહુલ હરમૈન (૧૯૮૦)
- દુર્રે લાષાની – ૧ (૧૯૮૮)
- દુર્રે લાષાની – ૨ (૧૯૮૯)
- દુર્રે લાષાની – ૩ (૧૯૮૯)

**[૨] હઝરત ડોકટર અબ્દુલ હય 'આરિફી' (રહ.)ની કિતાબો**

- ઉસ્વએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ –૧ (૧૯૯૪)
- ઉસ્વએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ –૨ (૧૯૯૫)
- ઉસ્વએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ –૩ (૧૯૯૫)
- હલાલ રોઝીની તલાશ (૧૯૯૪)
- ખાવા–પીવાની સુન્નતો (૧૯૯૪)

**[૩] હઝરત મૌલાના હકીમ અખ્તર (રહિમહુલ્લાહુ)ની કિતાબો**

- એક મિનિટનો મદ્રસહ (૧૯૯૧)
- રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિવ સલ્લમની સુન્નતો (૧૯૯૨)
- મષનવીની હિકાયતો (૨૦૦૦)

**[૪] હઝરત મૌલાના હુસૈન અહમદ મદની રહિમહુલ્લાહુની કિતાબ**

- અહેસાન અને તસવ્વુફ (૧૯૯૧)

**[૫] હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિય્યહ (રહ.)ની કિતાબો**

- ફઝાઈલે નમાઝ (૧૯૯૧)
- 'ફઝાઈલે સદકાત'ના અંતિમ પૃષ્ઠો (અપ્રગટ)

**[૬] હઝરત મૌલાના ઈજતિબાઉલ હસન (રહ.)ની કિતાબ**

- દુઆઓંકા કીમતી મજમૂઆ (૧૯૯૨)

**[૭] હઝરત મૌલાના મુફ્તી મહમૂદ અશરફ ઉસ્માની દામત બરકાતુહુમની કિતાબ**

- તસવ્વુફની હકીકત (૧૯૯૪)

**[૮] હઝરત મૌલાના અહમદ સઈદ દહેલવી (રહ.)ની કિતાબ**

- રસૂલુલ્લાહ (સ.) પર દુરૂદો સલામ

**[૯] હઝરત મુફ્તી સૈ. અ. રહીમ લાજપૂરી (રહ.)ની કિતાબો**

- સિલારહમીની અઝમત (૧૯૯૬)
- મનસબે ઈમામત (૧૯૯૫)
- વિલાયતનો માપદંડ શું છે ? (૨૦૦૦)

**[૧૦] હઝરત મૌલાના હકીમ સય્યિદ અબ્દુલ હય હસની રહિમહુલ્લાહુની કિતાબ**

- યાદે ઐયામ (૧૯૮૫)

**[૧૧] હઝરત મૌલાના સય્યિદ અબૂલ હસન અલી નદવી રહિમહુલ્લાહુની કિતાબો**

- દસ્તૂરે હયાત (૧૯૯૯)
- સુહબતે બા અહલે દિલ ભાગ–૧ (૨૦૦૨)
- સુહબતે બા અહલે દિલ ભાગ–૨ (૨૦૧૪)

**[૧૨] મુહતરમા અમતુલ્લાહ તસનીમ રહિમહલ્લાહુની કિતાબો**

- હમારે હુઝૂર (સલ.) (૨૦૦૧)
- બાળકોની કસસુલ અમ્બિયા અલયહિમુસ્સલામની ૧૪ (ચૌદ) પુસ્તિકાઓ (૨૦૦૨)

**[૧૩] હઝરત મૌલાના મુફતી આશિક ઈલાહી બુલંદશહરી રહિમહુલ્લાહુની કિતાબ**

- વસિયત અને વારસાના અહકામ (૧૯૯૬)

**[૧૪] હઝરત સૂફી અ. રહમાન (રહ.) મુંબઈની કિતાબો**

- મકારિમુલ અખ્લાક (૧૯૯૬)
- ઈલાહ શું છે ? (૧૯૯૬)
- રાહે અમન (૧૯૯૭)
- અલ માઈદહ (૧૯૯૮)
- તારો રબ કોણ છે ? (૧૯૯૯)
- આસાન રિઝક (૨૦૦૨)
- અલ્લાહથી ડરો (૨૦૦૨)
- બીવી ઘરની રોનક (૨૦૦૩)

**[૧૫] હઝરત મૌલાના અબ્દુલ કરીમ પારેખ રહમતુલ્લાહિ અલયહિની કિતાબો**

- આસાન લુગાતુલ કુર્આન (૨૦૦૧)
- હજનો સાથી (૧૯૯૭)
- જિન્નાત અને જાદૂનો ઈલાજ (૨૦૦૫)
- અરબી મદ્રસાઓ (અપ્રગટ)
- ઈસ્લામી શિક્ષણને આતંકવાદ સાથે કંઈ સંબંધ નથી (અપ્રગટ)
- આયાતે શિફા (૨૦૦૫)

**[૧૬] હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં ઈલાહાબાદી દામત બરકાતુહુમની કિતાબો**

- નિકાહની શરઈ હૈસિયત (૨૦૦૪)
- ઔલાદની તરબિયતનું ઈસ્લામી આયોજન (૨૦૦૪)
- અકાઈદ, ફરાઈઝ, વઝાઈફ, નસાઈહ (૨૦૦૪)

**[૧૭] હઝરત મૌલાના મહબૂબ અહમદ નદવી ઈલાહાબાદી દામત બરકાતુહુમની કિતાબો**

- તસ્ફિયતુલ કુલૂબ (૨૦૦૩)
- અહસનુસ્સિયર (અપ્રગટ)

**[૧૮] હઝરત મૌલાના અબરારુલ હક હરદોઈ (રહ.)ની કિતાબો**

- ગુસ્સાનો ઈલાજ (૨૦૦૨)
- ગીબતની સુધારણા (૨૦૦૨)

**[૧૯] હઝરત મૌ. મુફ્તી ઈન્આમુલ હક (દા.બ.)ની કિતાબો**

- અહકામે મુસાફિર (મોટી) (૧૯૯૭)
- અહકામે મુસાફિર (પોકેટ) (૨૦૦૩)
- ઈલાજ અને ઉપચારના શરઈ અહકામ (૨૦૦૬)
- મરીઝના શરઈ અહકામ (૨૦૧૪)

**[૨૦] હઝરત મૌ. મરગૂબ અહમદ લાજપૂરી (દા.બ.)ની કિતાબ**

- પતિ–પત્નીના જાતિય (Sexual) સંબંધોના અહકામ (૨૦૦૫)

**[૨૧] હઝરત મૌલાના ફઝલુર્રહમાન આઝમી (રહ.)ની કિતાબ**

- કવમા અને જલસાના મસાઈલ (૧૯૯૯)

**[૨૨] હઝરત મૌલાના અબ્દુલ્લાહ તારીક (દા.બ.)ની કિતાબ**

- ઈસ્લામ દોસ્ત કે દુશ્મન (૨૦૦૨)

**[૨૩] હઝરત મૌ. રફીઉદ્દીન મુહદ્દિષે દહેલવી (રહ.)ની કિતાબ**

- કિયામતની નિશાનીઓ (૨૦૦૪)

**[૨૪] હઝરત અલી અહમદ બિહારી નકશબંદી (દા.બ.)ના**

- મલફૂઝાત (૨૦૦૫)

**[૨૫] હઝરત મૌ. મુફ્તી મુહમ્મદ શફીઅ (રહ.)ની કિતાબ**

- તસહીલ કસદુસ્સબીલ (૨૦૦૬)

**[૨૬] હઝરત મૌ. મુફ્તી ઈસ્માઈલ કછોલવી (દા.બ.)ની કિતાબ**

- મુફીદુલ મુસ્લિમીન (૨૦૦૪)

**[૨૭] હઝરત મૌ. મુહમ્મદ સઅદ કાંધલવી (દા.બ.)ની કિતાબ**

- મુન્તખબ અહાદીષ (૨૦૦૬)

**[૨૮] હઝરત મૌલાના મુફ્તી મહમૂદ બારડોલી (દા.બ.)ની કિતાબ**

- ઝુહૂરે મહદી : કબ, કહાં ઔર કૈસે ? (૨૦૦૮)

**[૨૯] હઝરત મૌ. મુહમ્મદ મુજતબા રવીદ્રવી (દા.બ.)ની કિતાબ**

- માંગતા જા લેતા જા (૨૦૧૦)

**[૩૦] હઝરત કાઝી અહમદ સિરાજ દામત બરકાતુહુમની કિતાબ**

- હઝરત સૂફી અબ્દુર્રહમાન (રહ.)નું જીવનચરિત્ર(૨૦૦૬)

**[૩૧] હઝરત મૌ. સય્યિદ ઝુહૂરુલ હસન (રહ.)ની કિતાબ**

- હિકાયાતે ઔલિયા (૨૦૨૦)

**[૩૨] હઝરત મૌલાના વલી રહમાની દામત બરકાતુહુમની કિતાબો**

- બયઅત : હુઝૂર (સ.અ.વ.)ના ઝમાનામાં (અપ્રગટ)
- આપની મંઝિલ આ છે (અપ્રગટ)

**[33] હઝરત મૌલાના મુહમ્મદ યૂનુસ પાલનપૂરી દામત બરકાતુહુમની કિતાબો**

- સુબ્હ ઔર શામકી મસનૂન દુઆએં
- દુઆ : મુઅમિનનું હથિયાર

**[૩૪] હઝરત મૌલાના સય્યિદ મુહમ્મદ શાહિદ સહારનપૂરી દામત બરકાતહુમની કિતાબ**

- દઅવત વ તબ્લીગકે હઝરતજી ષાલિષ (અપ્રગટ)

**[૩૫] હઝરત મૌલાના યાકૂબ અહમદ મિફતાહી દામત બરકાતુહુમની કિતાબ**

- મઝાહિબકી અલામાત વ મ્યૂઝિકકા ફલસફા ઔર ઈસ્લામી નુકતએ નઝર (અપ્રગટ)

**[૩૬] હઝરત મૌલાના મુહમ્મદ ગુફરાન રશીદી કેરાનવી દામત બરકાતુહુમની કિતાબ**

- ઝખીરએ મા'લૂમાત (જાણવા જેવું) (અપ્રગટ)

**[૩૭] હઝરત મૌલાના મહફૂઝુર્રહમાન શાહીન જમાલી દામત બરકાતુહુમની કિતાબ**

- કયા ઈસ્લામ પર એતિરાઝ હૈ ? (અપ્રગટ)

**[૩૮] હઝરત મૌલાના મુફતી અહમદ ખાનપૂરી દામત બરકાતુહુમની કિતાબ**

- મદ્રસહના સફીરો સાથે આપણો વર્તાવ (૨૦૧૨)

**[૩૯] હઝરત મૌલાના મુફતી અબ્દુલ કય્યૂમ રાજકોટી દામત બરકાતુહુમની કિતાબો**

- એક ચિરાગ ઔર બુઝા (૨૦૦૯)
- જામિઅહ ઈસ્લામિય્યહ, ડાભેલનો પરિચય (૨૦૧૦)

**[૪૦] હઝરત મૌલાના મુહમ્મદ સલીમ ધોરાત દામત બરકાતુહુમની કિતાબો**

- હુસ્ને અદબ અને હુસ્ને મુઆશરત (૨૦૧૮)
- દીનની દઅવતના વિવિધ પ્રકારો (૨૦૧૭)
- ઈસ્લાહનો આસાન નુસ્ખો (૨૦૨૦)
- તઝકિય્યહના તાલિબો માટે તોહફો (૨૦૨૦)

**[૪૧] હઝરત મૌલાના મુહમ્મદ મંઝૂર નુઅમાની (રહ.)ની કિતાબ**

- તસવ્વુફ શું છે ? (૨૦૧૩)

**[૪૨] એડવોકેટ મુહમ્મદ અબ્દુલ મજીદ સિદ્દીકી સાહબની કિતાબ**

- સીરતુન્નબી બઅદ અઝ વિસાલુન્નબી (સલ.) (અપ્રગટ)

## હિન્દી અનુવાદો

- મેઅયારુસ્સુલૂક (અપ્રગટ)
- અહસનુત્તકવીમ (અપ્રગટ)
- દુર્રે લાષાની, ભાગ : ૧, ૨, ૩ (અપ્રગટ)
- ફુતૂહુલ હરમૈન (અપ્રગટ)
- મુફીદુલ મુસ્લિમીન (૨૦૧૧)
- અસ્માઉલ હુસ્ના (૨૦૧૫)

## ઉર્દૂ અનુવાદો

- મુફીદુલ મુસ્લિમીન (૨૦૧૪)
- અસ્માઉલ હુસ્ના (૨૦૧૫)

## અંગ્રેજી અનુવાદો

- Mufidul Muslimeen (૨૦૦૯)
- Asmaa-ul-Husnaa (૨૦૧૮)

## સંપાદનો, સંકલનો, જૂની કિતાબોનું નવીનીકરણ

- ફતાવા દીનિય્યહ ભાગ : ૧ થી ૫ હઝરત મૌલાના મુફતી ઈસ્માઈલ કછોલવી સાહબ દામત બરકાતુહુમના ફતાવાનું સંપાદન
- ઝુબ્દતુલ ફતાવા (૨૦૦૮, ૨૦૦૯) હઝરત મૌલાના મુફતી ઈસ્માઈલ ભડકોદ્રવી રહમતુલ્લાહિ અલયહિના ફતાવાનું સંપાદન
- ફતાવા રહીમિય્યહ (ગુજરાતી)ના પાંચ ભાગોની વર્ગીકૃત અનુક્રમણિકા (૧૯૯૯)
- હિદાયતકે મોતી (૧૯૯૦, ૧૯૯૧, ૧૯૯૯, ૨૦૧૪)
- અંતિમ નબી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ (૧૯૮૫)ના ગુજરાતી અનુવાદનું ફરીથી સંપાદન
- શમાઈલે તિરમિઝી શરીફ (૨૦૦૦) હઝરત મૌલાના મુફતી અહમદ બેમાત રહમતુલ્લાહિ અલયહિના ગુજરાતી અનુવાદનું નવીનીકરણ
- શરાબે તહૂર (૨૦૧૭) લેખક : હઝરત સૂફી સય્યિદ આબિદમિયાં ડાભેલી રહમતુલ્લાહિ અલયહિની કિતાબનું નવીનીકરણ
- મકબૂલ દુઆઓનો સંગ્રહ
- દુઆએ કાઝિયુલ હાજાત
- અમલિયાતે અકષીર (કારી મુબીનુલ હક અહમદ પટેલના અમલિયાતનું સંપાદન)

## અબ્દુલકાદિર ફાતીવાલાએ પોતે લખેલી કિતાબો

### નકશબંદી ઔલિયા ગ્રંથમાળા

ગ્રંથ : ૦૧ ગુલિસ્તાને નકશબંદી ઔલિયા (૧૯૯૦)
ગ્રંથ : ૦૨ બોસ્તાને નકશબંદી ઔલિયા (૧૯૯૧)
ગ્રંથ : ૦૩ ગુલઝારે નકશબંદી ઔલિયા (૧૯૯૩)
ગ્રંથ : ૦૪ મિલ્લતના નિગહબાન (હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર (૨૦૦૬)
ગ્રંથ : ૦૫ ફૈઝાને માસૂમિય્યહ (૨૦૧૪)
ગ્રંથ : ૦૬ ફૈઝાને સઈદિય્યહ (૨૦૧૭)
ગ્રંથ : ૦૭ સિંધના નકશબંદી ઔલિયા (૨૦૧૬)
ગ્રંથ : ૦૮ ફૈઝાને હઝરત સય્યિદ ઈમામઅલી શાહ (રહ.) (૨૦૧૬)
ગ્રંથ : ૦૯ મકામાતે હિદાયત (ગુજરાતી અને ઉર્દૂ) (૨૦૦૪)
ગ્રંથ : ૧૦ મકામાતે રહીમી (ગુજરાતી અને ઉર્દૂ) (અપ્રગટ)
ગ્રંથ : ૧૧ હઝરત મૌલાના ઈબ્રાહીમ ફુટવાલા રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર (૨૦૧૯)
ગ્રંથ : ૧૨ સૂરતના ત્રણ મહાન નકશબંદી ઔલિયા (૨૦૧૯)
ગ્રંથ : ૧૩ હઝરત મૌલાના હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિના સૂરતના ખલીફાઓ (૨૦૨૦)
ગ્રંથ : ૧૪ વલસાડના ચાર નકશબંદી ઔલિયા (૨૦૨૦)
ગ્રંથ : ૧૫ સરહિન્દ શરીફના મુબારક મઝારો (૨૦૨૦)
ગ્રંથ : ૧૬ દિલ્હીના નકશબંદી ઔલિયાના મુબારક મઝારો (અપ્રગટ)

### બીજી કિતાબો

(૧૭) દુર્રુલ હરમૈન (ગુજરાતી) (૨૦૧૩)
(૧૮) દુર્રુલ હરમૈન (ઉર્દૂ) (૨૦૧૩)
(૧૯) હઝરત સય્યિદ અહમદ કબીર રિફાઈ રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર (અપ્રગટ)

(૨૦)આપની સમસ્યાનો ઉકેલ અસ્માઉલ હુસનામાં (૨૦૧૪)
(૨૧)આપની સમસ્યાનો ઉકેલ કુર્આન શરીફમાં (૨૦૧૫)
(૨૨)આપની સમસ્યાનો ઉકેલ દુરૂદ શરીફમાં (૨૦૧૯)
(૨૩)કુર્આન મજીદ યાદ કરવા માટે અને ઈલ્મ મેળવવા માટે આસાન અમલો (૨૦૧૯)
(૨૪) Haj & Umrah Step by Step

## દીની સામયિકોમાં લખેલા લેખો

- આબે હયાત (અમદાવાદ)
- દારુલ ઉલૂમ (કંથારીઆ)
- મુજાહિદ (સૂરત)
- ઉમ્મીદ (સૂરત)
- મેમન વેલફેર (મુંબઈ)
- હયાત (સૂરત)
- બયાને મુસ્તફા (સ.) (અક્કલકૂવા)
- મુસ્લિમ ગુજરાત (સૂરત)
- નિદાએ અબ્દુલ્લાહ (વાપી)
- તબ્લીગ (આણંદ)
- પૈગામે ઈલાહી (બગવાડા, જિલ્લો : વલસાડ)

વગેરે અનેક દીની સામયિકોમાં લેખો પ્રગટ થયા હતા.

## સાહિત્યિક સામયિકોમાં લખેલા લેખો

- અખંડ આનંદ (અમદાવાદ)
- બીજ (મુંબઈ)
- નવનીત (મુંબઈ)
- ગુજરાત મિત્ર (સૂરત)
- દક્ષિણ ગુજરાત પ્રવાસી (વલસાડ)

વગેરે અનેક સાહિત્યિક સામયિકોમાં લેખો પ્રગટ થયા હતા.

## નવા પ્રકાશિત પુસ્તકોના અવલોકનો અને સમીક્ષાઓ

- શ્રી હરેશ ભટ્ટના તંત્રી પદે વલસાડથી પ્રકાશિત થતા સાપ્તાહિક અખબાર 'દક્ષિણ ગુજરાત પ્રવાસી'માં સતત પંદર વર્ષ સુધી 'સાહિત્યાવલોકન' નામની કટારમાં ગુજરાતી ભાષામાં નવા પ્રકાશિત થતા પ્રતિષ્ઠિત લેખકો અને કવિઓના પુસ્તકોના અવલોકનો અને સમીક્ષાઓ લખી હતી જેની ઘણી પ્રશંસાઓ થઈ હતી.
- અવલોકનો અને સમીક્ષા કરેલા પુસ્તકોની યાદી ઘણી લાંબી હોવાથી સ્થળ સંકોચના કારણે અહીં આપી નથી.

## અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય બીજા લેખકોની કલમે

અનેક પ્રતિષ્ઠિત પુસ્તકોમાં, પ્રતિષ્ઠિત લેખકોએ અબ્દુલકાદિર ફાતીવાલાના લખેલા પરિચયોની વિગતો ટૂંકમાં નીચે પ્રમાણે છે :

[૦૧] પુસ્તક : ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ ગ્રંથ : ૮, (ખંડ : ૨)
પ્રકાશક : ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ
(એમાં પાના નંબર : ૨૪૬ ઉપર અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય છે જે ગૌરવપાત્ર છે.) પ્રકાશન વર્ષ : ૨૦૧૮

[૦૨] પુસ્તક : ગુજરાત રાજ્ય : જિલ્લા સર્વસંગ્રહ (ગેઝેટિયર) : વલસાડ જિલ્લો
પ્રકાશક : ગુજરાત સરકાર, ગાંધીનગર
(એમાં પાના નંબર : ૫૧૯ ઉપર અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય છે.)

[૦૩] પુસ્તક : ગુજરાતી સાહિત્યકાર પરિચય કોશ
પ્રકાશક : ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર
(એમાં પાના : ૩૧૦ ઉપર અ.કાદિર ફાતીવાલાનો પરિચય છે.)

[૦૪] પુસ્તક : સર્જક સેતુ
પ્રકાશક : રંગ રેખા પ્રકાશન, રાજકોટ
(એમાં પાના : ૮૧ પર અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય છે.)

[૦૫] પુસ્તક : ‘મિલન’ ચતુર્થ દશાબ્દી વિશેષાંક : ૨૦૦૨
પ્રકાશક : સંસ્કાર મિલન, વલસાડ
(એમાં પ્રોફેસર ડોકટર અરુણિકા દરૂ M.A.,Ph.D એ અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય લખ્યો છે.)

[૦૬] પુસ્તક : ગરવી ગુજરાતના ગૌરવવંતા મુસ્લિમો ભાગ : ૩
લેખક અને પ્રકાશક : અકબરઅલી સય્યિદ, રાજકોટ
[એમાં પાના નં. : ૨૩ થી ૩૦ સુધી કુલ ૮ પાનાનો અબ્દુલકાદિર

ફાતીવાલાનો પરિચય છે.] (પ્રકાશન વર્ષ : ૨૦૦૮)

[૦૭]પુસ્તક : દક્ષિણ ગુજરાતની મુસ્લિમ વિભૂતિઓ (૨૦૦૪)
લેખક : પ્રોફેસર ડોકટર અબ્બાસઅલી તાઈ M.A.,Ph.D.
[એમાં પાના નંબર : ૫૧ થી ૫૬ સુધી કુલ ૭ (સાત) પાનાનો અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય છે.]

[૦૮]પુસ્તક : ઔલાદકી તરબિયતકા ઈસ્લામી નિઝામનો અનુવાદ
લેખક : હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં ઈલાહાબાદી દામત બરકાતુહુમ(પ્રકાશન વર્ષ : ૨૦૦૪)
[એમાં મુહતરમ મૌલાના મુફતી ફઝલ મહમૂદ ફલાહી દામત બરકાતુહુમે લગભગ ૫ (પાંચ) પાનાનો અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય લખ્યો છે.]

[૦૯]પુસ્તક: ગુજરાતી મુસ્લિમોકી તસનીફી ખિદમાત
(પુસ્તકનું નામ યાદદાશ્તથી લખ્યું છે. ભૂલનો સંભવ છે.)
પ્રકાશક: જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબૂસર (જિ. ભરૂચ)
(એમાં હઝરત મૌલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી રહમતુલ્લાહિ અલયહિએ અબ્દુલકાદિર ફાતીવાલાની કિતાબો અને ઈલ્મી ખિદમતોનો વિગતવાર ઉલ્લેખ કર્યો છે.)

[૧૦]પુસ્તક : વલસાડ વિકાસ વાટિકા
પ્રકાશક: માહિતી ખાતુ, ગાંધીનગર, ગુજરાત
(એમાં વલસાડના સાહિત્યકારોમાં અબ્દુલકાદિર ફાતીવાલાનો પણ પરિચય છે.)

[૧૧]પુસ્તક : તમને મળ્યા પછી... (સ્મૃતિ ગ્રંથ) (૨૦૧૩)
લેખક : ડોકટર મુશ્તાક કુરેશી, દિલસે...
(એમાં પારડી હોસ્પીટલના નિર્માતા, ડોકટર હાઊસ, વલસાડના સંચાલક, ડોકટર મુશ્તાક કુરેશીએ ફાતીવાલા સાહેબના વિદ્યાર્થી તરીકેની પોતાની સ્મૃતિઓનું સંવેદનશીલ આલેખન કર્યું છે.)